# મહાત્મા ગાંધી

અને

# હીંદના મહાન નરરત્નો.

(મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી, લોકમાન્ય બાલગંગાધર તિલક, શ્રીગોપાળ કૃષ્ણ ગોખલે, દેશબંધુ ચિત્તરંજન દાસ, કવી રવિન્દ્રનાથ ટાગોર, હિંદના દાદા દાદાભાઇ નવરોજજી, સર ફીરોજશાહ મ્હેતા, શ્રીયુત અરવિન્દ ઘોષ, લાલા લજપતરાય, પંડિત મોતીલાલ નેહરૂ અને પંડિત મદનમોહન માલવીયાનાં જીવન ચરિત્રોનો સંગ્રહ.)


લેખક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.



શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમા જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ કર્યું ખાડીઆ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ | પ્રત ૧૫૦૦
સને ૧૯૨૧ | સંવત ૧૯૭૮

# પ્રસ્તાવના.

જીવન ચરિત્રોનો પ્રભાવ મનુષ્યના ચારિત્ર્ય ઉપર ઘણો ઉત્તમ પડે છે મહાન પુરૂષ થવા ઇચ્છનારે મહાપુરૂષોનાં જીવનચરિત્રોનું અનુકરણ કરવુ જોઇએ આજકાલ સ્વદેશનુ હિત કરનાર, મહાત્મા ગાંધીજીએ પોતાના પવિત્ર અને મહાન કાર્યથી આખા દેશનુ વાતાવરણ બદલી નાંખ્યુ છે આખા દેશના સ્ત્રી પુરુષો અને બાળકોના દીલ જીતી લીધાં છે તે સત્યશીલ, અહિંસાવ્રતધારી, શાંત, આત્મબળના પ્રકાશવાળા અને દૃઢ મનના મહાપુરૂષ છે દેશની ખાતર સર્વસ્વનો ત્યાગ કરી દેશનુ હિત કરવાને માટે તન, મન અને ધનને અર્પી દીનરાત દેશસેવા કરવામાંજ પોતાનુ કર્તવ્ય સમજે છે તે વીર નરરત્ન મહાત્મા ગાંધીજીનુ નામ આખા દેશમાં કોઇથી અજાણ્યુ નથી જે ગાંધીજીનુ નામ સાંભળતા દેશના લોકોના મનમાં પ્રેમનો ઉછાળો મારી રહ્યો છે તે નરરત્નનુ જીવન ચરિત્ર જાણવાની દરેકને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે તેમણે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના સંકટો દૂર કર્યાં છે અહિં આવીને પણ દેશને સ્વરાજ્ય અપાવવા રાતદિવસ મચી રહ્યા છે, તેમનુ બાળપણથી અત્યાર સુધીનુ જીવન ચરિત્ર જાણવાથી વાંચકોને ઘણું જાણવાનુ મળી આવશે.

મહાત્મા ગાંધીજી ઉપરાંત હિંદના બીજા મહાન નરરત્નો જેવા કે લોકમાન્ય તિલક, શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે શ્રી દાદાભાઇ નવરોજજી, શ્રીયુત અરવિન્દ ઘોષ, ચાલુ વર્ષની મહાસભાના પ્રમુખ દેશબંધુ ચિતરંજનદાસ, કવિવર રવિન્દ્રનાથ ટાગોર, સર ફીરોજશાહ

મ્હેતા, દેશભક્ત લાલા લજપતરાય, માનનિય પંડિત મદનમોહન માલવીયા, શ્રીયુત મોતીલાલ નહેરૂ વિગેરેનાં ચરિત્રોનો પણ આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. જેથી દરેક માણસ આ પુસ્તક ઉપરથી ઘણુંજ જાણવાનું અને આચારમાં ઉતારવાનું પ્રાપ્ત કરી શકશે. મહાપુરુષના પગલે ચાલી મહાપુરુષ બની શકશે અને જો ધારશે તો દેશમાં મહાન દેશસેવક થઇ શકશે.

આવા ઉપયોગી પુસ્તકનો વાચકો સારો લાભ લઇ તે પ્રમાણે વર્તવા યત્ન કરશે તો અમારી આ કોન્ગ્રેસના પ્રસંગે આ પુસ્તક બહાર પાડવાની મહેનત સાર્થક થશે એમ અમે માનીશું.

અમદાવાદ.
તા. ૨૬-૧૨-૧૯૨૧.
ભાગ્યોદય ઓફીસ.

જેઠાલાલ દેવશંકર દવે.
ગ્રંથકર્તા.

# અનુક્રમણિકા.

# મહાત્મા ગાંધી

અને

# હીંદના મહાન નરરત્નો.

( મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક, શ્રીમાન ગોખલે, શ્રીયુત દાસ, કવી રવિન્દ્રનાથ ટાગોર, હિંદના દાદા દાદાભાઇ નવરોજજી, સર ફીરોજશાહ મ્હેતા, શ્રી અરવિન્દઘોષ, વિગેરે દેશના મહાન નેતાઓનાં જીવનચરિત્રોનો સંગ્રહ. )

૧

## મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

### પ્રકરણ ૧ લું.

### બાળપણ,

આજદીન આખા હિંદુસ્તાનમાં અસહકારના મંત્રને ફુંકનાર, દેશના મહાન નેતાઓનાં હૃદયને જીતી લેનાર, આખા દેશના દરેક

દરેક ગામના, એકેએક ઘરના નાના મોટાં સર્વ મનુષ્યોના મનમાં અને વાણીમાં રમી રહેનાર મહાત્મા ગાંધી કોણ છે ? તેઓ શું કરતા હતા, હાલ શું કરે છે ? વિગેરે હકીકત જાણવાની દરેક મનુષ્યને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે ? તે એક પવિત્ર કર્મવીર મહા પુરૂષ છે, એ તો કબુલ કર્યા વગર ચાલે તેમ જ નથી. તેઓ પહેલ વહેલા આફ્રિકામાંથી હિંદમાં આવ્યા ત્યારે અહિંના લોકો તેમને આફ્રીકાવાળા મહાન નર, સત્યાગ્રહી તરીકે ઓળખતા હતા. તેમણે આફ્રીકામાં કરેલાં મહાન કાર્યોથી તેમને આપણે માત્ર નામથી જાણતા હતા. તેજ મહાપુરૂષે જ્યારે આફ્રીકાથી આ દેશમાં આવી માત્ર બેચાર વર્ષમાં જ આ દેશમાં પણ પોતાના મહાન કાર્યોથી દેશવાસીઓનાં દીલ જીતી લીધાં ત્યારે આપણે હવે તેમને ખરેખર ઓળખતા થયા છીએ. આ મહાપુરૂષનું જીવનચરિત્ર જાણવાની સર્વને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે.

મહાત્મા ગાંધીજીનો જન્મ કાઠીયાવાડમાં આવેલા દેશી રાજ્યની રાજધાની *પોરબંદરમાં થયો હતો. પોરબંદરને કેટલાક સુદામાપુરી પણ કહે છે. ભગવાન શ્રીકૃષ્ણના સખા સુદામાજીનું તે નિવાસસ્થાન હોવાથી તે સુદામાપુરી કહેવાય છે. જેમ સુદામાજી ઇશ્વરના પરમ ભક્ત હતા, અને ઇશ્વર ઉપર અત્યંત શ્રદ્ધાળુ હતા તેમ ગાંધીજી પણ ઇશ્વર ઉપર અટલ શ્રદ્ધા રાખનારા અને ઇશ્વરના પરમ ભક્ત છે. પોરબંદર કાઠીયાવાડ દ્વીપકલ્પની પશ્ચિમે દરિયકિનારે આવેલું

* પોરબંદર સબંધી વધુ હકીકત જાણવી હોય તો અમારૂં હિંદુસ્તાનની તિર્થયાત્રાનું પુસ્તક મંગાવો કિંમત રૂ ૭—૦—૦

વ્યવસ્થાપક ભ.ગોદય—અમદાવાદ

છે. અહિંના રાજાને તાબે ૫૦ ગામો છે. અહિંના રાજા-રાણા સાહેબને પહેલા વર્ગનો અધિકાર છે. પોરબંદરમાં પાસેજ પથ્થરની ખાણો છે, તેથી ત્યાંથી ઘણા પથ્થરો દેશાવર ચડે છે. ત્યાંનાં મકાનો પણ પથ્થરનાં જ બંધાવેલાં છે. શહેરથી થોડે દૂર બર્ડાનો ડુંગર છે. પોરબંદર સુદામ જીનું નિવાસસ્થાન હતું તેથી આજે પણ તે યાત્રાનું ધામ ગણાય છે. આવી પવિત્ર ભૂમિમાં આ મહાન નરનો જન્મ થયો છે.

પોરબંદરમાં રાણા વિક્રમાજીતના વખતમાં ગાંધીજીના દાદા ઉત્તમચંદ દિવાનપદે હતા. રજવાડાની નોકરી કાંઇ ટાઢા લોહીની હોતી નથી, કોઇ વખતે કાંઇ મતભેદ પડતાં નોકરી જતાં પણ વાર લાગતી નથી. એક વખતે ઉત્તમચંદ ઉપર પોરબંદરનાં રાણીસાહેબની કફા મરજી થતાં તેઓ ત્યાંથી નાસી છુટયા હતા અને રાજ્યના સિપાઇઓએ તેમના રહેવાના મકાન ઉપર તોપનો મારો ચલાવ્યો હતો. હજુ પણ તેમના જુના મકાન ઉપર તોપના ગોળાની નિશાનીયો જોવામાં આવે છે. દિવાન ઉત્તમચંદ ત્યાંથી જુનાગઢ ગયા અને તેમને ત્યાંના નવાબ સાહેબે આબરૂભેર નિભાવ્યા. પછી કેટલેક વખતે તેમને પાછા પોરબંદર બોલાવ્યા હતા.

ઉત્તમચંદના ગુજરી ગયા પછી તેમના પુત્ર કરમચંદ ગાંધીને પોરબંદર રાજ્યમાં દિવાનની નોકરી મળી હતી. તેમણે ૨૨ વર્ષ સુધી ત્યાં દિવાનગીરી કરી હતી. તે પછી વળી તેમના ઉપર પણ રાણાની ખતરાજી થતાં તેમણે ત્યાંથી નોકરી છોડી દીધી અને પોતે માન આબરૂભેર પોતાનો હોદ્દો પોતાના ભાઇને સોંપી રાજકોટ રહેવા ગયા હતા. કરમચંદ ગાંધી જાતે વૈશ્ય વાણીયા જાતિમાં ઉત્પન્ન થયા હતા. તેમનો ધર્મ વૈષ્ણવ છે. પોતે ઘણાજ ધર્મ

ચુસ્ત હતા. પોતે પુંજા પાઠ બરોબર કરતા અને આખી ભગવદ્ગીતા મોઢે બોલી જતા. તે વૈષ્ણવધર્મ ચુસ્તપણે પાળતા. રાજદરબારી નોકરીમાં રહેવું અને પ્રમાણિકપણે નોકરી કરવી એ મુશ્કેલ હોય છે છતાં કરમચંદ ગાંધી બરોબર પ્રમાણિકપણે નોકરી કરતા. તેમને પૈસાનો મોહ નહોતો. તેમણે ૬૩ વર્ષની ઉમ્મરે પોતાનો દેહ છોડયો હતો. તે દરમીયાનમાં તેમની પાસે જે કાંઇ હતું તે તેમણે ધર્માદામાં આપી દીધું હતું.

કર્મચંદ ગાંધીની બીજીવારનાં પત્ની હતાં. તે પણ નાની ઉમ્મરથી જ નિર્મળ મનવાળાં અને બુદ્ધિશાળી હતાં. તેમને રાણીઓ સાથે બ્હેનપણાં હતાં. તે દિવાનની પત્ની હોવા છતાં પણ નિરભિમાની હતાં. તેમને ઝવેરાત વિગેરેનાં ઘરેણાં ગાંઠાં પહેરવાનો શોખ નહોતો. તે માત્ર નાકમાં કડિ, હાથે હાથીદાંતનો ચુડો અને પગમાં કલ્લાં પહેરતાં, તે ઘણાં જ ધર્મિષ્ટ હતાં. તેમણે એકી વખતે સાત સાત દહાડાના ઉપવાસ કર્યા હતા, તેમની જીંદગી ધર્મમય હતી. આવાં ધર્મિષ્ટ માતાની કુખે તા. ૨ જી આક્ટોમ્બર સને ૧૮૬૯ માં મહાત્મા મોહનદાસનો જન્મ થયો હતો. તેમના જન્મ નક્ષત્ર ઉપરથી જોઇને પૂછી તેમનું નામ મોહનદાસ પાડવામાં આવ્યું. તે સાત વર્ષના થયા ત્યાં સુધી પોરબંદરની એક ગામઠી નિશાળમાં ભણવા જતા, ત્યાર પછી તેમનું કુટુમ્બ રાજકોટ જઇને વસ્યું અને ત્યાં તેમને સરકારી નિશાળમાં મૂકયા. તેમને તેમનાથી બે મોટા ભાઇ હતા. તેમનું મૂળ વતન પોરબંદર છે. પોરબંદરમાં તેમના દાદાએ શ્રી કૃષ્ણ અને શ્રી રામચંદ્રજીનાં એ બે મંદિરોની વચ્ચે એક ગલીમાં ઘર બાંધેલું છે, અને તે ચાર માળનું છે. રાજકોટ આવ્યા પછી તો પોરબંદર જવાનું આગ્યે જ બનતું. કોઇ વખતે વિવાહ પ્રસંગે ત્યાં જવાનું થતું.

રાજકોટ કાઠીયાવાડના દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. શહેરની આસપાસ કોટ છે. તેમાં જુનું અને નવું એવા બે ભાગ છે, જુનું રાજકોટ પૂર્વ તરફ છે અને તે ત્યાંના ઠાકોર સાહેબને તાબે છે, નવા રાજકોટને સદર કહે છે અને તે અંગ્રેજ સરકારના તાબે છે ત્યાં મુંબાઈના એજંટ ટુ ધી ગવર્નર રહે છે. ત્યાં રાજકુમાર કોલેજ જોવા લાયક છે.

ગાંધીનું કુટુંબ રાજકોટ જઇને વસ્યું અને ત્યાં જુના રાજકોટમાં રાજમહેલની પાસે જ તેમનું ઘર હતું, ત્યાં ગયા પછી ગાંધીના પિતા કરમચંદે ઠાકોર સાહેબના મુખ્ય કારભારીની જગા કબુલ કરી, અને તે પછી તેમણે ત્યાં એક ઘર બંધાવ્યું, તે સારૂં છે. અહિં મોહનદાસ ગાંધીએ દશ વર્ષની ઉમ્મર સુધીમાં તો ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો, તે પછી તેમને અંગ્રેજી શીખવા માટે કાઠીયાવાડ હાઈસ્કુલમાં મૂકયા, તે પછી સત્તર વર્ષની ઉમ્મરે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં અમદાવાદ જઈ પાસ થયા. આ વખત સુધી તેમને ધર્મનું શિક્ષણ તેમના ઘરમાંજ આપવામાં આવ્યું હતું ગાંધીજીને બાર વર્ષની ઉમ્મરે પરણાવવામાં આવ્યા હતા. તેમનો વિવાહ તો તેમનો આર વર્ષની ઉમ્મરે પોરબંદરમાં જ કરવામાં આવ્યો હતો, અને લગ્ન પણ પોરબંદરમાં જ થયું હતું. તેમની સાથે લગ્ન થનાર બાળક કન્યાને લગ્ન થતા પહેલાં કેટલોક વખત રાજકોટમાં લાવી રાખવામાં આવી હતી. અને નાનપણમાં તે બંને સાથે રમતાં હતાં. ગાંધીજીનું નાની ઉમ્મરમાં લગ્ન થયું હતું. તે પોતે તો બાળલગ્નની વિરૂધ્ધ છે, અને કહે છે કે બાળલગ્નથી જ હિંદી પ્રજા નબળી થતી ગઇ છે. ગાંધીજીનાં પત્નીનું નામ કસ્તુરબાઇ છે, તે પણ શુદ્ધ અંતઃકરણવાળાં અને બહાદુર સ્ત્રી છે. તેમણે પણ ગાંધીજીની સાથે

આફ્રિકામાં ઘણું દુઃખ સહન કર્યું છે, તેમણે ઉપવાસ ઉપર ઉપવાસ કરવામાં પોતાની તંદુરસ્તી ગુમાવી છે.

મોહનદાસ ગાંધી ચોથા ધોરણમાં હતા તે વખતે નિશાળીયાઓની સોબતથી તેમની ધાર્મિક વૃત્તિઓ બદલાઇ જાય તેવી સ્થિતિમાં તે આવી પડ્યા હતા. થોડો વખત તો તે નાસ્તિક પણ બની ગયા હતા. નાનપણમાં તે પોતાના દેવની ભક્તિ બરોબર કરતા, સમજણ આવ્યા પછી તે પથ્થર, ધાતુ કે લાકડાની મૂર્તિ એ કાંઇ પરમેશ્વર નથી પણ તે મૂર્તિનો અભિષેક થયા પછી તેમાં ઇશ્વરી ચૈતન્ય આવે છે તેમ તેમને શીખવ્યું હતું તે પ્રમાણે તે માનતા હતા, અને તે પ્રમાણે તે મૂર્તિની સેવા કરતા. પણ તે પછી પોતાના મિત્રોની સોબતથી તેમના ધર્મસંબંધી વિચારો બદલાતા ગયા. અને શંકાશીલ બન્યા. દરેક પ્રસંગે તે આ આમ કેમ. એમ શા માટે એવા સવાલ પૂછવા લાગ્યા. તે પછી તેમને દરેક બાબતનું કારણ જાણવાની ઇચ્છા થવા લાગી; અને તેથી તેમની મા તેમને જે ધર્મ સંબંધી શિક્ષણ આપતાં, તે સાચું છે કે નહિ તે વિષે મનમાં સંકલ્પવિકલ્પ કરવા લાગ્યા. તેમણે તે પછી વિચાર કર્યો કે તેમણે ગમે તો મુર્તિપૂજક હિંદુ રહેવું અથવા તો નાસ્તિક થવું. તે પછી તે મિત્રોની સોબતની અસરથી નાસ્તિક બન્યા. અને તે પછી તેમણે દેવસેવા અને પુંજા-પાઠ કરવાનું માંડી વાળ્યું.

આ વખતે જો તેમની પ્રકૃતિ મન ઉપર અંકુશ રાખી શકી ન હોત અને જો તે ચારિત્રરૂપે જાગી ન હોત તો તે નીતિ અને ધર્મમાં અધોગતિએ પહોંચત. મનુષ્ય ગમે તે ધર્મ પાળતો હોય તોપણ જો તેને નતિના અંકુશથી પુરો કરવામાં આવે તો તે ભ્રષ્ટ થયા વગર રહેતો જ નથી. નતિના અંકુશવડેજ દુરાચાર ઉપર કાબુ રાખીશકાય છે.

નાનપણથી જ ગાંધી સત્યને વળગી રહેતા. જુઠું બોલવા અચકાતા. આ એક સત્યને તે છેવટ સુધી વળગી રહ્યા. તેમના મિત્રોની ટોળી રાજકોટ હાઈસ્કુલમાં એકઠી થઇ અને તે ટોળાએ હિંદુ રીવાજો ખાનગી રીતે તોડવા માંડ્યા. દેવની મશ્કરી કરવા માંડી. અને છાનેમાને માંસાદિકનું પણ સેવન કરવા માંડ્યું. આવો માંસાદિ આહાર ખાવો એ ધાર્મિક વૃત્તિઓનો લોપ કરનાર છે અને હિંદુ ધર્મને તજી દેવા બરાબર છે તેનું તે વખતે તે ટોળાને ભાન નહોતું. ગાંધીને સત્ય ઉપર પ્રેમ હતો, કોઇને જુઠું બોલી ઠગવું એ તેમને તિરસ્કાર ઉપજાવતું. તેમને આ મિત્રોની સાથે ફરવાની વાત માબાપથી છાની રાખ્યા વગર છુટકો નહોતો, અને જુઠું બોલ્યા વગર આ રસ્તે જવાય તેમ નહોતું તેથી તેમણે પોતાની સત્યતાને વળગી રહેવા પોતાના મિત્રોની સોબત છોડી, અને પોતાની અસલ રીતભાત પ્રમાણે ચાલવા માંડ્યું. આ બનાવની હકીકત તેમના માબાપ પોતાની હયાતી સુધી જાણતાં નહોતાં. આ પછી તેમણે જુના હિંદુ રીત રીવાજોને ફરી અંગીકાર કર્યા.

હજુ પણ તે શંકાશીલ તો હતા જ. તે પોતાની માને ધર્મ સંબંધી ઘણા સવાલો પૂછતા, તેથી ઘણીવાર તો તે કાંઇ જવાબ આપી શકતાં નહિ. આવી રીતે તેમની શંકાનું નિવારણ ન થવાથી તેમણે જુનાં હિંદુ ધર્મનાં પુસ્તકો ખોળવા માંડ્યાં, અને પોતાની જીંદગીનો પ્રકાશ મેળવવા માટે તેમણે મનુસ્મૃતિ વિગેરે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવા માંડ્યો. તે વાંચવાથી તો તેમનો ગુંચવાડો વધવા લાગ્યો. પાડપૂજા કરવી તે તો છોકરવાદ જેવું લાગવા માંડ્યું અને તે પ્રતિનો પુજ્યભાવ તેમનો ઓછો થવા લાગ્યો. તેમને મનમાં લાગ્યું કે આના કરતાં પણ કોઇ ઉત્તમ માર્ગ તો હોવો જ જોઇએ. [illegible]ી તે શોધ કરવા લાગ્યા.

## પ્રકરણ ૨ જું.

### વિલાયતનો પ્રસંગ.

મહાત્મા મોહનદાસ ગાંધીજી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કર્યા પછી ગ્રેજ્યુએટ થવા માટે ભાવનગર કૉલેજમાં દાખલ થયા, તે પછી ત્યાં રજા પડી એટલે તે રાજકોટ આવ્યા આ વખતે રાજકોટના એક બ્રાહ્મણ ગ્રહસ્થ લંડનથી બારીસ્ટર થઇ પાછા આવ્યા હતા, તેમણે ગાંધીને કહ્યું કે જો તમે તમારા દેશમાં આગળ પડવા માગતા હો, અને તમારા પિતાજીની માફક તમે એક પ્રતિષ્ઠિત ગ્રહસ્થ થવાની ઇચ્છા રાખતા હો તો તમારે અહિં ગ્રેજ્યુએટ થવાનો વિચાર બંધ રાખી લંડન જઇ ત્યાંથી બારીસ્ટર થઇ આવવું જોઇએ. આ વિચાર તેમને ગમી ગયો અને તેમણે જો પોતાની મા અને ભાઇ રજા આપે તો વિલાયત જવાનો વિચાર કર્યો આ પ્રસંગ તેમના પિતાના ગુજરી ગયા પછી ચાર વર્ષે બન્યો હતો તેમની વાત તેમના ભાઇએ માની અને તેમને પણ ઉન્નતિનો રસ્તો એજ છે એમ લાગ્યું વિલાયત જવા માટે જોઇતાં નાણાં મેળવવા તેમની પાસે પિતાની મિલકત તો હતીજ છતાં જરૂર પડે તો ઘરેણાં વેચીને પણ ત્યાંનું ખર્ચ પૂરૂં કરવું એવો તેમના ભાઇએ નિશ્ચય કર્યો.

તેમને વિલાયત મોકલવા એ વાત તેમની માને સમજાવી તેમની પાસે રજા મેળવવી એ મુશ્કેલ હતું તેમની માને લાગ્યું કે ત્યાં જવાથી નૈતિક અને ધાર્મિક હાનિ થવાની આથી તેમનું મન સંકોચાયું ગાંધીએ પોતાની માને અનેક દાખલા દલીલોથી વિલાયત જવાની રજા આપવા માટે સમજણ પાડવા માંડી છેવટે તેમની

માએ તેમની પાસે ત્રણ વસ્તુનો ત્યાગ કરવાનું વચન માગ્યું અને તે આપવાને ગાંધી કબુલ થયા ત્યારે તેમનાં મા તેમને એક જૈન સાધુ પાસે લઇ ગયાં અને ત્યાં જઇ મદીરા, માંસ અને પરસ્ત્રીએ ત્રણેનો નિષેધ કરવાને માટે તેમની પાસે સોગન લેવરાવ્યા, તે પછી તેમને તેણે વિલાયત જવાની પરવાનગી આપી.

આ પછી ગાંધીએ પોરબંદર જઇ ત્યાં જુના ઘરની મુલાકાત લઇ આવવાનો વિચાર કર્યો. આ વખતે રાજકોટથી પોરબંદર જવા માટે રેલ્વે નહોતી. તેથી તેમણે થોડા ભાગની ગાડામાં બેસીને અને બાકીની ઉંટ ઉપર બેસીને મુસાફરી કરી અને પોરબંદર ગયા. આ વખતે પોરબંદરમાં અગ્રેજ સરકાર તરફથી પોરબંદર રાજ્યનો વહીવટ સર એફ. એસ. પી. લેલી કરતા હતા. અને તે કોઇ લાયક વિદ્યાર્થીને સ્કોલરશીપ આપી લંડન વિદ્યાભ્યાસ માટે મોકલવાની સત્તા ધરાવતા હતા, તેમની પાસેથી સ્કોલરશીપ મેળવી વિલાયત જવું એવો ગાંધીનો ઇરાદો હતો. તેમણે ત્યાં જઇ આવા પ્રકારની સ્કોલરશીપ મેળવવા માટે લેલી સાહેબને અરજી કરી પણ તેમણે તે અરજી નામંજુર કરી અને તેમને કહ્યું કેઃ—

"તમે પ્રથમ અહિં ગ્રેજ્યુએટ થાઓ ત્યાર પછી હું વિચાર કરીશ." આ વખતે તેમના કાકા પોરબંદરના દિવાન હતા. તેમણે ગાંધીને વિલાયત જવાની સંમ્મતિ આપી અને તેમાં ફતેહ મળે તેવા આશિષ આપી.

આ વખતે તેમની નાતમાં વિલાયત જવાનો પ્રતિબંધ હતો તેથી તેમને વિલાયત જવાની વાત સાંભળી નાતવાળાઓએ ના પસંદગી બતાવી. કેટલીક જુની રૂઢીને માનનારા તો તેમને જાતિને કલંક લગાડનાર નીકળ્યો એમ કહેવા લાગ્યા. તેની ગાંધીના ઉપર કાંઇ અસર થઇ નહિ, એથી તેમની નાતવાળાઓએ તેમને નાતબહાર મૂક્યા.

તે પછી ગાંધી સને ૧૮૮૮ ના સપ્ટેમ્બર મહિનામાં વિલાયત જવા માટે ઉપડ્યા તે લંડનની ગોદીમાં ઉતર્યા તે વખતે તેમણે વિક્ટોરીઆ હોટેલમાં ઉતરવાનો નિશ્ચય કર્યો આ વખતે તેમણે ફલાલીનનો પોશાક પહેર્યો હતો. તેમના પોશાક સામે રસ્તે જનારા જોવા લાગ્યા આ વખતે ત્યાં તેવો પોશાક કોઈ પહેરતું નહિ તેમનું શરીર પણ કાંઇક શ્યામ હોવાથી લોકોને તેમને જોઈ આશ્ચર્ય થવા લાગ્યું અને તે વખતે તે એકલા પડી જવાથી તેમણે એક હિંદી મિત્રને તાર કરી પોતાની પાસે બોલાવ્યો તે પછી તેમને કાંઇક ઠીક લાગવા માંડ્યું. તે મિત્રને પણ તેમની ગામઠી જોઇ હસવું આવ્યું તેમણે ગાંધીને અંગ્રેજી ગૃહસ્થ બનાવવાનો વિચાર કર્યો

ગાંધીને મી ડીયમડ—પ્રથમ પોતાના રહેઠાણ ઉપર લઇ ગયા અને ત્યાં જઇ તેમણે વિલાયતમાં કેમ વર્તવું તેની તાલીમ આપવા માંડી. આ મિત્રે પશ્ચિમના રીત રીવાજનો અંગીકાર કર્યો હતો તે માંસ ખાતા, દારૂ પીતા, બીડી પીતા અને મિત્રમંડળમાં ફરતા તે માયાળુ હતા તેમણે ગાંધીને પોતાના જેવા થવા માટે કેળવવા માંડ્યા જો મોહનદાસની માની પવિત્ર અસર નીકળી ગઇ હોત તો કદાચ તે ગાંધીને પણ પોતાના પંથમાં ભેળવી દેત ત્યાં ગયા પછી ગાંધીને નાચના શીખવાની, ભાષણ આપવાની કળા શીખવાની, ફ્રેન્ચ ભાષા શીખવાની અને સારંગી વગાડતા શીખવાની ઇચ્છા થઇ પણ પશ્ચિમના દેશોના ગાયનમાં તેમને સમજણ ન પડતાં તેમાં તેમને નિષ્ફળતા મળી, જ્યાં તેમણે સારંગી શીખવાનું શરૂ કર્યું

અહિ પણ ગાંધી આત્મબળ વાપરતા અને તેમને તેમના મક્કમ વિચારથી કોઇ ડગાવતું નહિ. તેમણે પોતાની માતા પાસે લીધેલા ત્રણ પ્રકારના સોગનને તે ઠેઠ સુધી વળગી રહ્યા તે સોગ

નને છોડાવા માટે તેમના મિત્રે કીધેલા સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા. તેમની માએ આપેલા સોગનથી તેમને ધર્મ પ્રમાણે શુદ્ધ રહેવાને માટે બળ મળતું હતું. આ વાત જ્યારે તેના મિત્રે જાણી ત્યારે તેણે કહ્યું કે: તારે આવા સોગન ખાવા હતા તો અહિં આવવું નહોતું. તેણે એક વખતે બીજા વિદ્યાર્થીઓની સાથે ગાંધીને પણ હોબર્ન રેસ્ટોરામાં ખાણું આપવાનું આમંત્રણ કર્યું. અને તેમણે ધાર્યું કે ત્યાં વિવેકની ખાતર પણ ગાંધી કાંઇ આડા અવળા સવાલો પૂછી શકશે નહિ. અહિં જ્યારે બધા ભરાયા અને પ્રથમ ડીશ ગાંધીના આગળ મુકવામાં આવી ત્યારે તેમણે તેને પૂછ્યું કે: આ શેરવો શાનો બનાવેલો છે?

આ જોઈ પેલા મિત્રે તેમને કહ્યું કે: આ શું પૂછો છો? ગાંધીએ તેને પોતાની મુશ્કેલી જણાવી, ત્યારે તેણે કહ્યું: "તમે સભ્ય સમાજને લાયક નથી. તમે ગૃહસ્થ તરીકે વર્તવા ઇચ્છતા ન હો તો અહિંથી ચાલ્યા જાઓ." આ સાંભળી ગાંધી તરતજ ત્યાંથી ઉઠી ચાલતા થયા હતા.

આ વખતે તે ઇનર ટેમ્પલમાં કાયદાના અભ્યાસમાં થોડો વખત કાઢ્યા પછી તેમને લાગ્યું કે: આ તો ભૂલ ભરેલું થાય છે. આ વખત અને પૈસો મુર્ખાઈ ભરેલી રીતે ગુમાવાય છે. આ વિચાર થતાં જ તેમણે પોતાની જીંદગી બદલી નાંખી અને સારંગી વેચી નાંખી. તે પછી તેમણે નાચવાનું અને ભાષણની કળા શીખવાનું માંડી વાળ્યું. અને પછી તેમણે જીંદગી નવેસરથી શરૂ કરી.

તે પછી તે ઇનર ટેમ્પલમાં કાયદાનાં ભાષણો સાંભળવા ઉપરાંત લંડન યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષા પાસ કરવાના હેતુથી એક ખાનગી વર્ગમાં દાખલ થયા. અને સખ્ત જીંદગી ગાળવાનું શરૂ કર્યું.

તેમણે એક ઓરડો ભાડે રાખી ત્યાં રસોઇ હાથે રાંધવાનો નિશ્ચય કર્યો. દરમાસે તે અહિં ૪ પાઉન્ડમાં પોતાનું ખર્ચ નિભાવતા. તે ઘણું કરી 'ઓટ' ની ખીર બનાવતા. અને મુખ્ય ખોરાક તો તે હિંદી ખોરાક બનાવનારાં હોટલોમાં લેતા. તેનું ખર્ચ ભાગ્યેજ ૧ શીલીંગ આવતું. તેમણે હવે વિદ્યાર્થી તરીકે રહેવા માંડયું અને અંગ્રેજી ગૃહસ્થ થવાનો વિચાર પડતો મૂકયો. આવી જીંદગી તેમણે ત્રણ વર્ષ સુધી ગાળી.

અહિં ડૉક્ટર જોસીઆ ઓલ્ડફીલ્ડ તેમના ગાઢ મિત્ર થયા અને તે તેમના ઉપર સારી અસર કરી શક્યા. તે પછી ગાંધી વેજીટેરીઅન સોસાયટીના સભાસદ થયા અને તેથી તેમને ઘણા લોકોની સાથે મિત્રાચારી થઈ, ત્યાં ખપે ખ્રીસ્તિ ધર્મ ચાલતો હતો. તેમને નાનપણમાંથી હિંદુધર્મના સારા સસ્કાર પડયા હતા તેથી તેનો પૂરો અભ્યાસ કર્યા વગર તેની વિરૂદ્ધ મત આપી નાસ્તિક થવું કે ખ્રીસ્તિ થવું તે તેમને પસંદ ન પડયું. એક વખતે ડૉક્ટર ઓલ્ડફીલ્ડે તેમને પૂછ્યું કે: "તમારે શા માટે ખ્રિસ્તી ધર્મ ન સ્વીકારવો ?" તેનો જવાબ તેમણે એટલો જ આપ્યો કે: "મારા પોતાના ધર્મનો અભ્યાસ કર્યાં પહેલાં ખ્રીસ્તી ધર્મ શિખવાનું મારા ધ્યાનમાં ઉતરતું નથી." આ સાંભળી તેમના તે મિત્રે તે વાત કબુલ કરી. પણ તે પછી તે તેમને ઇસુખ્રીસ્તની જીંદગીથી વાકેફ કરવાની દરેક તકનો લાભ લેવા લાગ્યા.

ગાંધીજી 'થીઓસોફી' માનનારાઓના પ્રસંગમાં પણ આવ્યા હતા. તે મેડમ બ્લેવટસ્કીને પણ મળ્યા હતા. તેમણે તેનું બનાવેલું "કી ટુ થીઓસોફી" નામનું પુસ્તક વાંચ્યું. અને બ્લેવેટસ્કી લૉજમાં પણ જવા માંડયું. પણ તેમાં તેમને કાંઇ રસ ન જણાયો. પણ

'થીઓસોફી' ને માનનારા બે ભાઇઓએ તેમને આડકતરી રીતે લાભ આપ્યો. તેમને હિંદુ ધર્મ પુસ્તકો વાંચવાનો શોખ હતો તેથી તેમની સાથે ગાંધીએ પણ ભગવદ્ગીતા વાંચવાની મરજી જણાવી. જ્યારે તેમણે ગીતા વાંચવાનો પ્રથમ આરંભ કર્યો ત્યારે તેમને જણાયું કે સંસ્કૃત ભાષા જાણવા છતાં, અને તેનો વારંવાર પાઠ કરવા છતાં પણ તેનો માર્મિક અર્થ સમજવાને તેમને મૂશ્કેલી પડતી. આથી તેમણે પોતાની મેળે તેનો પૂર્ણ વિચારપૂર્વક અભ્યાસ કરવાનો વિચાર કર્યો.

ભગવદ્ગીતાને માટે ગાંધીજીના પિતાને ઘણું માન હતું. તેજ પુસ્તકનું રહસ્ય સમજવા માટે તેમણે અહિં તેનો અભ્યાસ કરવા માંડયો, જેમ જેમ તેનું તેમણે મનન કરવા માંડયું તેમ તેમ તેમને તેમાં આનંદ જણાવા લાગ્યો. તેની તેમના મન ઉપર ઉંડી અસર પડી. તેમણે કહ્યું હતું કે: 'ગીતાજીએ ચૈતન્ય ઉપર મને અપૂર્વ જ્ઞાન આપ્યું અને મારૂં હૃદય પીગળાવી નાંખ્યુ. આવી અસર પૂર્વમાં જન્મેલા બાળક ઉપર જ થઇ શકે. જે પ્રકાશની હું શોધ કરતો હતો તે મને જડયો છે." આ અરસામાં તેમને માંચેસ્ટરનો એક ગૃહસ્થ મળ્યો. તેણે તેમના ધાર્મિક વિચારોને તોડી તેમને ખ્રીસ્તીપંથમાં મેળવવાનો યત્ન કર્યો. તેણે ગાંધીને બાઇબલ વાંચી જવાનું કહ્યું. આ પછી તે બાઇબલ વાંચી ગયા પણ તેમાંથી તેમના હૃદયને અસર કરે એવું કાંઇ મળ્યું નહિ. છેવટે વાંચન આગળ ચલાવવાનું તેમને અસહ્ય થઇ પડયું. હજુ પણ તેમને નવું જ્ઞાન મેળવવાની ઇન્તેજારી હતી. તે જ્યાંથી મળે ત્યાંથી સત્ય જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરતા. અને તે માટે ખ્રિસ્તી ધર્મનાં દેવળોમાં પણ જતા. ત્યાં પણ કોઈ પણ ધર્મોપદેશક તેમના મન ઉપર સારી છાપ બેસાડી ન શકવાથી અંતે તેમણે તે દેવળોમાં જવાનું છોડી દીધું.

ડૉક્ટર પાર્કરનાં ભાષણો સાંભળવા તે જતા. તેનાં ભાષણોની જુવાનીઆઓની ઉપર સારી અસર થતી. તેની અસરથી ગાંધીજીના વિચાર સ્થિર અને પરિપક્વ થયા અને જેથી નાનપણમાં નાસ્તિક વિચારોનો જે કાંઇ અંશ તેમનામાં રહી ગયો હતો તે ચાલ્યો ગયો અને ઈશ્વર છે એમ તે માનવા લાગ્યા. ત્રણ વર્ષે બારીસ્ટરની પરીક્ષામાં પાસ થયા અને પછી તરત તે પોતાને વતન જવા રવાના થયા.

---

## પ્રકરણ ૩ જું.

### આફ્રીકાનો વસવાટ.

---

વિલાયતથી હિંદમાં આવ્યા પછી ગાંધીજીને ખબર પડી કે તેમનાં મા ગુજરી ગયાં છે. આ સાંભળી તેમને ઘણીજ દીલગીરી થઇ. તે જ્યાં સુધી વિલાયત હતા ત્યાં સુધી તેમનું મન ન દુખાય તે માટે તેમને આ માઠા સમાચાર આપ્યા નહોતા. મુંબાઇ આવ્યા પછી રાજકોટ જતા પહેલાં તેમને દેહશુદ્ધપ્રાયશ્ચિત કરાવવા માટે કોઈ તિર્થસ્થળે લઈ જવાનો તેમના મોટાભાઇનો વિચાર થયો. જ્ઞાતિમાં દાખલ થવા માટે આ પ્રકારે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરવાની જરૂર હતી એમ તેમના ભાઇ માનતા હતા. તેથી તેમને ગોદાવરી તટે નાસિક ક્ષેત્રમાં લઇ ગયા અને ત્યાં ગોર પાસે વિલાયત જઇ આવ્યા બદલ દેહશુદ્ધિપ્રાયશ્ચિત કરાવ્યું. તેમાં પચાસેક રૂપિઆ ખર્ચ્યાં. તે પછી રાજકોટ જઇ નાતને એક જમણ આપવાથી તેમને તેમની નાતમાં લેવામાં આવ્યા.

રાજકોટમાં જઇ તેમણે અઢારેક મહિના સુધી વકીલાતનો

ધધો કર્યો આ અરસામા તેમણે હિંદુ ધર્મનું શોધન કર્યું. આ પછી દક્ષિણ આફ્રીકાના પ્રીટોરીઆમાં પોરબંદરની એક પેઢીની શાખા હતી તેણે ગાંધીને એક અગત્યના કેસમા બાર મહિનાની બાધણીથી ત્યાં લઇ જવાનુ આમંત્રણ કર્યું. તેમા બીજા ઘણા હિંદી પક્ષકારો પણ હના ત્યાં જવાનું ગાંધીએ કબુલ કર્યું અને તેથી તે સને ૧૮૯૩ માં દાક્ષણ આફ્રકામાં ગયા.

નાતાલ પહોચ્યા પછી પહેલે દિવસે જ તેમને ત્યાંનો મોહ જતો રહ્યો. અને મનમાં સમજ્યા કે અહિં આવવામાં મે ભૂલ કરી છે. અહિંનો પ્રદેશ રમણીય હતો છતાં અહિ ગોરા લોકો અને હિંદિ લોકોની વચ્ચેના વહેવારમાં અતિશય ભિન્નપણુ હતું. આ જોઇ તેમને મનમાં ઘણો ખેદ થયો. પોતે એક ઉંચી જાતિના હિંદુ હતા. બ્રાહ્મણ વાણીઆ એ બે જાતો હિંદુ તરીકે ઉચ્ચ જાતિ ગણાય છે તેમાં વાણીયાની જાતિમાં તેમનો જન્મ હતો. તે ખાનદાન કુટુમ્બના ગણાતા. તેમના દાદા, બાપ અને કાકા એઓ પોરબંદર અને રાજકોટ જેવા રાજ્યના દિવાનપદે હતા. આવી જાહોજલાલીમાં તે ઉછર્યા હતા. અને અત્યાર સુધી તેમણે વર્ણભેદ જેવુ કશુ જોયુ નહોતુ. તેમને અગ્રેજી સમાજમાં પણ છુટથી આમત્રણ થતાં. કુમારશ્રી રણજીતસિંહજી તેમના મિત્ર હતા. વળી બારીસ્ટરનો ઉત્તમ અને માનભર્યો ધધો કરતા હતા ગોરાનો ચ્હેરો તેમને પોતાના મિત્રતુલ્ય લાગતો. નાનપણથીજ અંગ્રેજના કાયદા ન્યાયી છે અને અગ્રેજો પ્રમાણિક છે એવો તેમનો મત હતો. તે સર્વ નાતાલમાં આવતાં તેમને જુદા જ પ્રકારનું લાગ્યુ

ત્યાં ગયા પછી બીજે દિવસે તે પોતાના દેશના રીવાજ પ્રમાણે પાઘડી પહેરીને કોર્ટમાં ગયા. અને ત્યાં પોતાના અસીલના ગોલી-

સીટરની બાજુએ બેસો. તે વખતે તેમને ઉદ્ધતપણે પાઘડી ઉતાર-
વાનું કહેવામાં આવ્યું. આવા અપમાનથી તેમને ઘણું લાગી આવ્યું,
અને તરત જ અદાલત છોડી ચાલ્યા ગયા. આવા અપમાન કરનારા
કેટલાય પ્રસંગો તે પછી બન્યા હતા. તેમને હિંદથી જે મુકરદમા
માટે અહિં બોલાવ્યા હતા તે કેસમાં તેમને પ્રીટોરીઆ જવાનું હતુ.
તેથી તેમના અસીલે તેમને ફર્સ્ટ ક્લાસની ટીકીટ લઈ આપી. પીટર-
મેરીટઝબર્ગથી ગાડી ઉપડવા પહેલાં તેમની સાથેના એક ઉતારૂએ
ગાર્ડને બોલાવી ગાંધીને ગાડીમાંથી ઉતારી પાડવાનું કહ્યું. ગાર્ડે
ગાંધીને ઉતરી પાછળની ગાડીમાં બેસવાનો હુકમ કર્યો. આ ગાડી
ચાર્લ્સટાઉન જવાની હતી તેથી તેમણે ઉતરવાની ના પાડી. જેથી
ગાર્ડે પોલીસને બોલાવી જબરદસ્તીથી ગાંધીને ગાડીમાંથી ઉતારી
પાડયા અને તેમનો સામાન ગાડીમાંથી બહાર ફેંકી દીધો. આથી
તેમને આખી રાત મુસાફર ખાનામાં ટાઢમાં ગાળવી પડી.

તે પછી તે બીજી ગાડીમાં બેસી રવાના થયા. ટ્રાન્સવાલની હદ
આવી અને તેમણે ત્યાંથી આગળ જવામાટે ટપ્પાની મુસાફરી શરૂ
કરી. ટપ્પો પાર્ડીબર્ગ મૂકી આગળ જવાની તૈયારીમાં હતો તે વખતે
તે આગલી બેઠક ઉપર બેઠેલા હતા. આ વખતે એક કદાવર બાંધાનો
વલંદો જે તે ટપ્પાનો 'ગાર્ડ' હતો તેને બીડી પીવાની તલપ થઈ.
તેણે આગલી બેઠક ઉપર બેસવાનો વિચાર જણાવ્યો અને ગાંધીને
તેણે પોતાના પગ પાસે નીચે બેસવાનું કહ્યું. ગાંધીજીએ તેમ કરવાની
ના પાડવાથી તેણે તેમને જોરથી તમાચો માર્યો. થોડીવારે તરત
બીજો તમાચો માર્યો, જેથી ગાંધીજી નીચે પડી જતા બચી ગયા.
આ જોઈ બીજા ઉતારૂ વચ્ચે પડ્યા. તે ઉપરથી તેણે બીજે તેમના
જાન લેવાની ધમકી આપી અને મારવાનું બંધ કર્યું. આગળ જતાં

તો કાંઇ વિઘ્ન નડયું નહિ. જોહાન્સબર્ગ પહોંચતાં ગાડીમાં બેસીને તે ગ્રાન્ડ નેશનલ હોટલમાં ગયા પણ ત્યાં તેમને ઉતરવા દીધા નહિ. અને વર્ણભેદથી તેમને બીજા હોટલોમાં પણ ઉતારો મળ્યો નહિ. આ અનુભવથી તેમને ઘણી નીરાશા અને તિરસ્કાર થયો. અને જો તે કરારથી બંધાઇને અહિં આવ્યા ન હોત તો તે તરત દક્ષિણ આફ્રિકા છોડી ચલ્યા જાત.

કરાર પ્રમાણે તે પ્રીટોરીયામાં બાર માસ રહ્યા. ત્યાં રહેવાથી તે આત્મસંયમનો પાઠ શીખ્યા. એક વખતે તેમને પ્રેસિડેન્ટ ક્રુગરના ઘર પાસેના પગથીયા ઉપરથી પોલીસે લાત મારી નીચે ઉતાર્યા તે વખતે તેમને તેમના ગોરા મિત્રોએ તે કાર્ય ગેરકાયદેસર છે તેવું ઠરાવી આપવાની ઇચ્છા દર્શાવી. ત્યારે તેમણે તેવાં વેરભાવનાં પગલાં ભરવાની ના પાડી હતી. વર્ણ અને જાતિના કારણથી તેમને ત્યાં જે અપમાન ખમવા પડયાં, તે તે સહન કરતાં શીખ્યા. અને તેથી તેમણે પોતાના કુળ અને કેળવણીનું અભિમાન ભૂલી આત્મભોગરૂપી નમ્રતાનો અંગિકાર કર્યો. અહિં તેમણે એક સોલિસિટરે બાઇબલ શિખવવાનો વર્ગ કહાડયો હતો ત્યાં જવા માંડયું. અને ત્યાં ખ્રિસ્તિ લોકોના ચરિત્રોનો તેમણે બારીક અભ્યાસ કર્યો. અહિં તેમણે એક વર્ષમાં ૮૦ પુસ્તકો પુરાં કર્યાં. તે પછી તેમને એમ લાગ્યુ કે ભગવદ્ગીતામાં જે હિંદુ ધર્મ સમજાવ્યો છે અને ઈસુખ્રિસ્તે જે સત્ય પ્રકટ કર્યું છે તેમાં કાંઇ તફાવત નથી. ''તેનું મૂળ એકજ હોવું જોઇએ. તેમને ત્યાં પાદરી ડૉ. એન્ડ્રુમરે અને મી. સ્પેન્સર વોલ્ટન વિગેરેના પરિચયથી તેમનું મન ધાર્મિક મત તરફ વળવા માંડયું તે કહેતા કે:—આ લોકો મને એટલો ચહાતા હતા કે જો મેં તેમના બોધથી ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો હોત તો તે બધાએ માંસાહાર કરવો છોડી દીધો હોત.

## પ્રકરણ ૪ થું.

### આફ્રિકાની સત્યાગ્રહની લડત

સને ૧૮૯૩ માં મહાત્મા ગાંધી હિંદુસ્થાન આવવા માટે દર્શન પાછા આવ્યા અહિં તેમના અસીલોએ તેમના માનમાં મેળાવડો કર્યો. આ વખતે નાતાલમર્ક્યુરી નામના છાપા ઉપરથી તેમને જણાયું કે સરકાર હિંદીઓના મત આપવાના હક તેમની પાસેથી ખુંચાવી લેવાને માટે એક કાયદો પસાર કરવાની તૈયારીમાં છે, અને આ કાયદો પસાર થયા પછી તેઓના બીજા હકો છીનવી લેવાને બીજા કાયદાઓ ઘડવામાં આવનાર છે આ વાત ગાંધીજીએ પોતાના સ્વદેશીઓને જણાવી અને સમજાવ્યું કે જો તેઓ આની સામે પોતાનો વિરૂદ્ધ મત જાહેર નહિ કરે તો અને આ કાર્ય અટકાવવા મહેનત નહિ કરે તો આખરે તેઓ ત્યાંથી ક્ષીણ થઇ જશે. આથી હિંદીઓ ચેત્યા પણ તેમણે કહ્યું કે આમાં અમને તો કાંઇ સમજણ નથી. તેથી ગાંધીજીએ કહ્યું કે તેઓ એક અરજી ઉપર ઘણી સહીઓ કરાવી લાવવાનું માથે લે તો પોતે તે કાયદાની વિરૂદ્ધ અરજી ઘડી આપશે. આ વાત બીજાઓએ કબુલ કરવાથી તે જ સાંજે તે કામની શરૂઆત કરી આફ્રિકાની લડતનો પાયો આ વખતથી નંખાયો.

આ પછી હિંદીઓમાં એવી જાગ્રતી આવી કે તેથી આખા નાતાલનું લક્ષ તે તરફ દોરાયું તેમણે ઘણી સહીઓ સાથે સરકારને અરજી કરી અને પીટર-મેરીટ્સબર્ગની રાજ્યસભા પાસે પોતાના પ્રતિનિધિ મોકલ્યા આ પછી હિંદી કોમમાં નવું ચૈતન્ય આવ્યું. આ જોઇ ત્યાંની સરકારને પણ ઉદ્વેગ થયો આમ છતાં તે કાયદો

ખરી, પણ જો તમે અહિં સ્થાયી રહેવાની કબુલત આપે તો તે બને. આથી ગાંધીએ કહ્યું કે મારાથી અહિં તો રહેવાય નહિ, કારણ કે તે પોતે કાંઇ જાહેર કામમાંથી નાણાં કમાવાની ઇચ્છા રાખતા નથી. અને પોતે જો અહિં રહે તો પોતાના ગુજરાનને માટે અને બારીસ્ટર તરીકે પોતાનો મોભો જાળવી રાખવાને માટે તેની પાસે બીજાં કાંઇ સાધનનો જોગ નથી. આથી હિંદીઓએ તેમને પોતાનું વકીલાતને લગતુ કામકાજ આપવાનું કબુલ કર્યું. અને ગાંધીને ત્યાં રહેવાનો આગ્રહ કર્યો.

ગાંધી પોતાના સ્વાર્થની ખાતર તો તેમના આગ્રહને ન ગણકારી હિંદમાં પાછા આવ્યા હોત પણ તેમને હિંદીઓની દલીલ સંગીન લાગવાથી છેવટે તેમણે ત્યાં રહેવાની કબુલત આપી. આ પછી દક્ષિણ આફ્રિકા તેમની કર્મભૂમિ થઇ. તે પછી ત્યાં પોતે મહેનત કરી 'નાતાલ ઇન્ડીઅન કોન્ગ્રેસ' અને 'નાતાલ ઇન્ડીઅન એજ્યુકેશનલ એસોસીએશન'ને સ્થાપવામાં આવ્યાં.

અહિં રહ્યા પછી સદર અદાલતમાં વકીલાત કરવાની પરવાનગી મેળવતાં તેમને ઘણી મુશ્કેલી પડી. જાતિભેદનું કારણ બતાવી 'નાતાલ લૉ સોસાયટી'એ તેમની વકીલાતમાં દાખલ થવાની અરજીની સામે મજબૂત વિરોધ ઉઠાવ્યો. તેમણે જણાવ્યું કેઃ "કાળા બારીસ્ટરોને સનંદ આપવાની તરફેણમાં કદી કોઇએ પોતાના મનમાં સંકલ્પ પણ નહી કર્યો હોય." નાતાલની આબરૂની ખાતર સદર અદાલતના ન્યાયાધિશોએ એ વાંધાને હસી કાઢયો, અને ગાંધીને બારીસ્ટર તરીકે દાખલ કર્યા ત્યાર પછી બે વરસ સુધી તેમણે ત્યાં વકીલાત કરવામાં, બંધારણ બાંધવામાં અને કેળવણી આપવામાં પોતાનું મન ચાર્યું.

---

તે કોઇ વખતે હાથ પગ કે આંગળાં સરખાં પણ હલાવતા નથી. પણ તેમના અંતરમાં એટલું બધું બળ છે કે તે પોતાના વિનયી અને ન્યાયી શબ્દોથી શ્રોતા ઉપર ઘણીજ અસર કરી શકે છે. તેમના વિરોધીઓ પણ તેમના સમાગમમાં આવતાં ચુપ થઈ જઈ તેમના પ્રતિ પ્રેમાળ બને છે. જે કોઇ તેમની સાથે વાદવિવાદ કરવા જાય છે તેમના મન ઉપર એવી છાપ પડે છે કે તે નિર્વિકારી અને વિનયી છે. આથી તેમને માટે તે વખતે પણ હિંદમા સારી અસર થઇ હતી.

દક્ષિણ આફ્રિકાના હિંદીઓ ઉપર જે ગેરઈન્સાફ થતો હતો તે જાણી તેમની લાગણી ઉશ્કેરાઈ હતી. તેમણે હિંદમાં આપેલા ભાષણનો સાર રોયટરે ઇંગ્લાંડ તારથી મોકલ્યો હતો તે સંદેશો આ પ્રમાણે હતો. " તા. ૧૪ સપ્ટેમ્બરે હિંદમાં એક ચોપાનીયું બહાર પડયું છે તેમાં લખ્યું છે કે નાતાલના સંસ્થાન વાસીઓ હિંદીઓને લુંટી લે છે, તેમના ઉપર મારામારી ચલાવે છે. તેમને પશુ આફક ગણે છે. તેમને કાંઇ દાદ મળતી નથી. આ તહોમતનો તપાસ ચલાવવા ટાઇમ્સ ઓફ ઇંડિઆ હિમાયત કરે છે.' આ ફકરામાં કાંઇક સત્ય હતું પણ બરોબર સત્યતાવાળો તે નહોતો. તેમાં સત્ય અને જુઠાણાનું મિશ્રણ હતું. અને રાયટરે ગાંધીએ જે છુટાં છવાયા દૃષ્ટાંત આપ્યાં હતાં તે બધાને લાગુ પાડતા તે માગે છે એવો અર્થ કરી ભાષણકર્તા એક ભયંકર ક્ષોભક અને શહેનશાહતને દ્રોહતના કારણરૂપ છે એમ બનાવવા પ્રયત્ન કર્યો હતો. તે તારનો સંદેશો દક્ષિણ આફ્રિકા પહોંચ્યો કે તરતજ નાતાલવાસીઓમા કોલાહલ થઇ ગયો તેમણે ગાંધીની સખત ભાષામાં બદનામી કરવા માંડી. અને જે સંસ્થાનમાં તેમને રહેવા દીધા હતા તેનું નામ

ત્યારે તેને કિનારે લાવવાની રજા આપવામાં આવી. આ વખતે હિંદીઓને ડર્બનમાં ઉતરતાં રોકવાને માટે ઘણી હિલચાલ ચાલતી હતી. અને તે માટે મોટી મોટી સભાઓ ભરવામાં આવી અને તેમાં સ્વતંત્ર હિંદી અને બીજા એશિયાવાસીઓને આ સંસ્થાનમાં ઉતરતા અટકાવવાનો અને ફ્રરલેન્ડ અને નાદરીમાં જે હિંદીઓ આવ્યા છે તેમને સંસ્થાનના ખર્ચે હિંદમાં પાછા મોકલવાનાં પગલાં લેવાના ઠરાવો કર્યા. આ નાપસંદગીનું ખાસ નિમિત્ત ગાંધીજી હતા. અને આને માટે એકઠા થયેલા શહેરીઓ જબરદસ્તી વાપરવાને પણ તૈયાર હતા. આથી ત્યાંના હિંદીઓને હુલ્લડ થવાનો ભય જણાયો. આમ છતાં પણ ગાંધીજી અને બીજા હિંદીઓએ પાછા જવાનો વિચાર કર્યો નહિ ગાંધીજી જાણતા હતા કે સંસ્થાન વાસીઓ ગમે તે કરે પણ હિંદીઓને ઉતરતાં અટકાવવાનો તેમને કાયદેસર હક નહોતો. આ દરમીયાન વહાણોને અલગ જાપ્તામાં રાખવામાં આવ્યાં હતાં. અને તે બાબતના કોઈપણ પત્રનો કોઇ જવાબ આપતુ નહિ.

છેવટે વહાણના માલીકોએ સરકારી વકીલ મી. એસ્કોમ્બને લખ્યું કે અમને રોજનો ૧૫૦ પાઉન્ડનો ખર્ચ છે માટે કાલે બાર વાગ્યા સુધીમાં તમે ખુલાસાવાર જવાબ નહિ આપો તો અમે સરકાર પાસેથી રક્ષણ મેળવી અમારાં વહાણોને કિનારે લાવવાની તૈયારી કરીશું. આથી બીજે દિવસે બાર વાગે બારામાં આવવાને વ્હાણોના માલીકને હુકમ મળ્યો. આ દરમીયાન હેરીસ્પાકર્સે ફ્રરલેન્ડના કપ્તાન ઉપર કાગળ લખ્યો કે ડર્બનના શહેરીઓ જોરમાં છે માટે તેમણે હિંદીઓને પાછા ચાલ્યા જવાનો આગ્રહ કર્યો. આ કાગળની હકીકત ગાંધીજીએ બધાને સમજાવી. અંતે બધાએ ઠરાવ

કર્યો કે તેમણે પાછા ન જતાં ઉતરવું. આ કાગળના જવાબમાં તેમણે જણાવ્યું કે ઉતારૂઓ પાછા જવાની ના પાડે છે. આ વખતે એલેકઝાન્ડરા પોઇન્ટ ઉપર ઘણા માણસોની હાજરી હતી. વહાણના તુતક ઉપરથી ગાંધીજી અને બીજા ઉતારૂઓ આ બધું જોતા હતા. અહિ કિનારા ઉપર મી. એસ્કામ્બ એકઠા થયેલ માણસોને વિખેરી નાંખવા પ્રયત્ન કરતા હતા. તે પછી બે કનાકે ઉતારૂઓ નાની નાની ટુકડીમાં હોડીમાં બેસી કિનારે ઉતરવા લાગ્યા.

મહાત્મા ગાંધીજીને મી. એસ્કામ્બે સદેશો કહેવરાવ્યો કે તેમણે બીજા ઉતારૂઓની સાથે ન ઉતરવું પણ ત્યાંજ સાંજ સુધી રાહ જોવી અને દરીઆઇ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ તેમને કિનારા ઉપર ઉતારવાને આવશે. તેમણે તે સલાહ પ્રમાણે વર્તવાનો વિચાર કર્યો પણ થોડા વખત પછી મેસર્સ ગુડિક, લોટન અને કુક સોલિસિટરની પેઢીનો મી લોટન વહાણ ઉપર આવ્યો અને તેણે ગાંધીને તેની સાથેજ કિનારે ઉતરવાની સલાહ આપી તેમણે કપ્તાનની સલાહ લીધી અને તે પછી તે કૃત્યની જવાબદારી પોતાને માથે રાખી તેમણે એકદમ કિનારે જવાની હિંમત કરી ગાંધીજીનાં સ્ત્રી અને છોકરાંને જુદાં મોકલવામાં આવ્યા તે તો સહીસલામત રા. રૂસ્તમજી નામના પારસી ગૃહસ્થને ત્યાં પહોંચી ગયાં. ગાંધીનો પણ ત્યાં જ જવાનો વિચાર હતો પણ ઉતરવાની જગાએ સખ્યાબંધ લોકો એકઠા થઇ ગયા અને તેમને ધમકી આપવા લાગ્યા.

મી. લોટને તેમને રિક્ષામાં બેસી જવાની ભલામણ કરી તેથી તે રિક્ષામાં બેઠા પણ લોકોએ રિક્શાવાળાને જતાં અટકાવ્યો તેથી તેમને બન્નેએ પગે ચાલી જવા માડયું. જ્યારે તે વેસ્ટસ્ટ્રીટ પહોચ્યા ત્યારે ત્યાં લોકોનો મોટો જમાવ થયેલો હતો જેથી તેમને

આગળ જવું મુશ્કેલ હતું. ગભરાટ અને ધક્કા મુકીથી તે બંને જણ ત્યાંથી છુટા પડી ગયા. મી. લૉટન છુટા પડી ગયા પછી લોકોએ ગાંધીજી ઉપર પથ્થરા, માછલાં અને સડેલાં ઇંડાં ફેંકવા માંડયાં. આ વખતે એક મજબુત બાંધાના ગોરાએ પૂછ્યું કે "છાપામાં લખનાર તું જ હતો કે!" આમ કહી તેણે ગાંધીજીને લાત મારી તેથી ગાંધીજી પડી ગયા અને પછી તરત જ તે હુમલો કરનારે બીજી લાતો મારવા માંડી. આ વખતે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની સ્ત્રી એલેક્ઝાન્ડરે તેમને ઓળખ્યા અને તેમને બચાવવા તે હિંમતપૂર્વક તેમની મદદે ગઇ અને તેને લીધે ગાંધીજીને સખત માર પડતો અટકયો. આ વખતે એક હિંદી છોકરા "ગાંધીજીને મારી નાંખે છે," એવી બુમ પાડતો પોલીસને બોલાવવા દોડયો અને ખરી અણીને વખતે કેટલાક પોલીસો આવી પહોંચ્યા અને સુપ્રીન્ટેન્ડેન્ટે ગાંધીજીને પોલીસ થાણામાં આસરો આપવાનું કહ્યું પણ તેમને પોતાની સ્ત્રીની ફીકર થઈ અને તેથી તે રૂસ્તમજી શેઠને ત્યાં ગયા.

રાત્રે તે જ્યાં ઉતર્યા હતા તે ઘરની આસપાસ લોકોનાં ટોળાં ભરાયાં અને તેમણે ઘરધણીને ધમકી આપી ગાંધીને સોંપી દેવાની માગણી કરી. આ વખતે સુપ્રીન્ટેન્ડેન્ટ એલેક્ઝાન્ડરે કહેવરાવ્યું કે: જો ગાંધી પોતાના મિત્રનું ઘર બાળી ન નાંખે તેવી ઇચ્છા રાખતા હોય તો તેમણે ત્યાંથી છુપા વેશે ટોળામાં થઇને ચાલ્યા જવું જોઇએ. આ વાત ગાંધીએ માન્ય રાખી અને તેથી તે એક હીંદી પોલીસના વેશમાં પાઘડીની નીચે ધાતુની રકાબી મુકી, એક હિંદી વેપારીના વેશમાં છુપી પોલીસના માણસની સાથે તે ટોળામાંથી બહાર ચાલ્યા ગયા. અને છેવટે વાડા કુદી, રેલના પાટા ઓળંગી

અને વખારમાં થઇ પોલીસ થાણામાં પહોંચી ગયા અને ભય મટતા સુધી ત્યાં રહ્યા.

ગાંધી ઉપર આવો દ્વેશભાવ હોવાનું કારણ માત્ર ગેરસમજુતી હતી. જે ખોટું કહેતો આચકો ખાતા નથી તેઓ રજનું ગજ કરવા મથતા. સંસ્થાનવાસીઓ માનતા કે ગાંધીએ અતિશયોક્તિવાળી હકીકતો બહાર પાડી હતી અને તેમના ઉપર ખોટાં તહોમતો મુકયાં હતાં તેથી તેમને ક્રોધ થયો હતો. તેઓ ધારતા કે તેમણે આખા નાતાલનું અપમાન કર્યું છે તેથી જ તેઓ ગુસ્સે થયા હતા. જ્યારે તેમણે તેમનું છાપેલું ભાષણ વાંચ્યું ત્યારે તેમને જણાયું કે તેમણે દર્બાનમાં જે હકીકત છપાવી હતી તેના કરતાં ત્યાં કાંઇ વધું કહ્યું નથી અને તેથી તેમને લાગ્યું કે સંસ્થાનવાસીઓને ખોટા ભંભેર્યા હતા. ત્યાંના પેપરો 'નાતાલ મરકર્યુરી' એ પણ જણાવ્યું કે ગાંધીએ જે કાંઈ કર્યું છે તે નિર્મળ અને ન્યાયી છે. જ્યાં સુધી તે પ્રમાણિકપણે અને સીધે રસ્તે કામ કરે ત્યાં સુધી તેમને દોષિત ગણાય નહિં. અને ગાંધીએ ત્યાં જે કહ્યું હતું તેની અતિશયોક્તિ કરી રોયટરે તાર કર્યો હતો. ગાંધીએ તો જે નડતરો વેઠવી પડી હતી તેજ વર્ણવી હતી. આ સિવાય ગાંધીના ઉપર નાતાલના લોકોને ગુસ્સે થવાનાં પણ બીજાં કેટલાંક બનાવટી કારણો લોકોએ ઉભાં કર્યાં હતાં અને તેથી લોકો કહેતાકહેતી સાંભળી ગુસ્સે થયા હતા.

---

લડાઇ પુરી થયા પછી હિંદી ટુકડીને લશ્કરી નોકરીમાંથી મુક્ત કરવામાં આવી અને ડર્બન મોકલી આપવામાં આવી. તે પછી એક મહિને ફરી લડાઇ થઇ તે વખતે તેમને ફરી હાજર થવાની ખબર આપી. આ લડાઇ વખતે અખાડુંથી ૨૦ થી ૩૦ માઇલ દૂર સુધી જખમી થયેલાને ઉંચકી લઇ જવા પડતા. જનરલ વુડગેટ ઘવાયેલ હતા તેની સંભાળ રાખવાનું કામ તેમને સોંપ્યું હતું, તેમણે તે માણસને ઇસ્પીતાલમાં લઇ જવામાં મદદ આપી હતી. આ વખતે મેજર બાપ્ટેની વિનંતિથી ગાંધીજીએ પોતાની ટુકડીને દુશ્મનોનો તોપોનો મારો ચાલતો હતો ત્યાં સામેની ટેકરી ઉપર મોકલી. અને ત્યાં તેમણે ઘણું સારૂં કામ બજાવ્યું હતું. આ સંગ્રામમાં હિંદીઓએ જે કામ બજાવ્યું છે તેની કાંઇક કદર થઇ હતી અને તે લડાઇમાં જે હિંદીઓ માર્યા ગયા હતા તેની યાદદાસ્તીમાં ઉપરાળું કરી જોહાન્સબર્ગની પાસે એક ટેકરી ઉપર મોટો રણસ્તંભ ઉભો કરવામાં આવ્યો છે તેના ઉપર અંગ્રેજી, હિંદી અને ઉર્દુ અક્ષરમાં ' અંગ્રેજ અમલદાર, સનંદી અમલદાર. હિંદી વગર સનંદી અમલદાર અને માણસો, હિંદી લશ્કરના સાથીઓ જે દક્ષિણ આફ્રિકામાં પડ્યા તેની પવિત્ર યાદગીરીમાં–૧૮૯૯–૧૯૦૨ " આવા અક્ષરો કોતરેલા છે.

---

## પ્રકરણ ૮ મું.

### ટોલ્સટોયના નેતા બન્યું.

---

લડાઇ પૂરી થઇ પછી ગાંધીજી હિંદુસ્થાન ગયા અને ત્યાં થોડો વખત રહી પાછા આફ્રિકા ગયા. તે ૧ લી જાનેવારી ૧૯૦૧

ના રોજ પ્રીટોરીયા ગયા તો ત્યાં મોટો ફેરફાર થએલો તેમણે જોયો. ત્યાં અમલદારો નવા હતા અને તેમને હિંદીઓ તરફ જરા પણ દિલસોજી નહોતી તેમણે સંસ્થાન ખાતાના પ્રધાન મી ડેવિડસનના પ્રસંગમાં આવવાનો પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો અંતે તેમને તે મળી તો શક્યા પણ તેણે પોતાના મદદનીશને મળવાનું જણાવ્યું. તેણે ત્યાંના વતની હિંદીઓને બોલાવી તેમના આગેવાનને ટ્રાન્સવાલમાં બોલાવવા માટે ઠપકો આપ્યો અને કહ્યું કે તેઓનું હિત જાળવવાનું કામ તેમનું છે પણ તેઓ ગાંધીજીના પ્રસંગમાં રહે એ તેમને રૂચતું નથી પછી તેમણે ગાંધીજીને બોલાવ્યા અને તે સંસ્થાનમાં આવવાને માટે તેણે તેમને ઠપકો આપ્યો અને કહ્યું કે તમારૂં અહિં કાંઇ કામ નથી હિંદીઓને જે કાંઇ સલાહ જોઇતી હોય તેને માટે તેમણે મારી પાસે આવવું ગાંધીજીએ તેમની સ્થિતિ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તેણે કહ્યું કે "હું તમને મળવા કે તમારી સાથે તે સબંધમાં કાંઇ પણ વાત કરવા માગતો નથી

આ અરસામાં ના જોસફ ચેમ્બર્લેન દક્ષિણ આફ્રિકામાં આવ્યા હતા અને તે ગાંધીજીની માર્ફતે નાતાલના હિંદીઓના એક પ્રતિનિધિ મંડળને મળ્યા હતા જ્યારે જોહન્સબર્ગમાં શહેર સુધરાઈ ખાતાના સલાહકાર મંડળે હિંદીઓને માટે એક ઇનાયતુ સ્થળ અને બજાર નક્કી કરવા તેમના આગેવાનોને મળવાની ઇચ્છા જણાવી ત્યારે તેમણે ગાંધીનું નામ આપ્યું પણ તે લોકોએ તે નામ કાઢી નાંખ્યું જેથી હિંદીઓએ તેના મુખ્ય સલાહકાર વગરનું પ્રતિનિધિ મંડળ મોકલવાની ચોખી ના પાડી એટલે તેઓના ઠરાવને માન આપવામાં આવ્યું છતાં હિંદીઓને લાગ્યું કે સરકારી અમલદારોએ ગાંધીજી સામે કઠોરપણે લડવાનો અને તેમનો એશિયા સબંધીની

ટ્રાન્સવાલની રાજ્યનીતિમાંથી વગસગ કાઢી નાખવાનો નિશ્ચય કર્યો હતો.

અમલદાર વર્ગને પણ લાગ્યું કે આખી કોમમા એક જ શુદ્ધ, ન્યાયી મનવાળો, નિર્મળ ચરિત્રવાળો અને બહોળો અનુભવ ધરાવતો પુરુષ છે અને તે કદી હિંદીઆને પણ માફક ગણાવવા કે તેમના તરફ તિરસ્કારની નજરથી જોવા દેશે નહિ. અમલદારો ગાંધીજીથી બ્હીતા હતા અને જાણતા હતા કે મનુષ્ય તરીકે તેઓ તેમનાથી નગણા અને નાના છે અહિ હિંદીઓ તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતા તેમ તેમના ઉપર પ્રેમ રાખતા હતા હિંદીઓને જણાયુ કે ગાંધીજીએ ટ્રાન્સવાલમા રહી આ લડાઇ પૂરી થતા સુધી લડવી જોઇએ આ લડત અદાલતમાં લડવાની હતી તેથી ગાંધીજીએ ટ્રાન્સવાલમાં વકીલાત કરવાની પરવાનગી મેળવવા અરજી કરી અને તેમને સને ૧૯૦૩ ના એપ્રીલ માહનામાં તે પરવાનગી મળી.

તે પછી હિંદીઓએ શું હિલચાલ કરવી તેના તેમણે પહેલાં નિર્ણય કર્યો. તેમને લાગ્યુ કે એશિયાઇખાતું ઉભુ કરવામા સરકારની રાજ્યનીતિ તેઓની અંગ્રેજી ઇન્સાફના ધોરણનો ભંગ કરે એવી હતી તેનો હેતુ એ હતો કે એશિયાના વતનીઓને જુદા વર્ગના માણસો ગણવા અને તેમને અલગ રાખવા અને તેમની વિરૂદ્ધ જુદા કાયદા પસાર કરવા અને તેને આધારે સને ૧૯૦૭ નો એશયાટિક લૉ એમેન્ડમેન્ટ એક્ટ પસાર કરાવવામા આવ્યો હતો તે વડે તેમને હલકા પાડી મોટે ભાગે ધુમરી નાખી સામાન્ય ગુન્હેગારના વર્ગની હારમાં મૂકવામા આવ્યા હતા ગાંધીજીનો હેતુ એવો હતો કે હિંદી કોમે ટ્રાન્સવાલ સંસ્થાનના બીજા લોકો સાથે એકત્ર થઇ તે મુલ્કની કિમતી સેવા બજાવી શહેનશાહતના ખરેખરા નાગરિક થવુ તેમને નાગરિકોના હકથી બાતલ કરી

જુદા ગણવા તે તો તેમની આબરૂને અપમાન કરવા જેવું છે. આ રાજ્યનીતિ સામે આખર સુધી લડવાને તે તૈયાર થયા.

ઘણા હિંદીઓ લડાઇ પહેલાંથી ટ્રાન્સવાલના વતની હતા તેઓની પાસે માજી વલંદા સરકારના પરવાના હતા અને તે માટે તેમણે ત્રણથી પચીસ પાઉંડ આપ્યા હતા. અને તે આધારે તેમને ત્યાં રહેવાનો હક હતો તેઓના ઘણા ખરા તો ત્યાં મોટા પાયા ઉપર વેપાર રોજગાર કરતા હતા અને ઘણા તો ત્યાં જ જન્મ્યા હતા. આ લોકોને ન્યાય મળે અને શહેરીઓના હક મળે તે માટે ગાંધીજીએ પોતાની બધી શક્તિ વાપરવા માંડી. તેઓને હાઇ કમીશ્નર લોર્ડ મિલ્નરે જે વચન આપ્યું હતું તે તોડવામાં આવ્યું. તેણે જાહેર કર્યું હતું કે: "હિંદીઓની નોંધણી થવામાં તેમનું રક્ષણ સમાયલું છે. તે માટે માત્ર ત્રણ પાઉન્ડનો કર ભરવાનો છે, અને તે એકજવાર વસુલ કરવાનો છે જેમણે તે કર માજી સરકારને આપ્યો છે તેમને તે ફરી ભરવો નહિ પડે. એકવાર નોંધ્યા પછી તેમને ફરી નોંધાવવાની જરૂર. રહેશે નહિ અને નોંધણી થયા પછી તેમને અહિં રહેવાનો અને આવવા જવાનો હક મળે છે." તેના આ શબ્દો ઉપર ભરોસો રાખી જેમણે પોતાનાં નામ નોંધાવ્યાં. તેમના ઉપર પણ કામ ચલાવી તુરંગમાં તેમને મોકલ્યા હતા. આવો રીતે તેઓનું વચન તેમણે તોડયું હતું. વળી જનરલ સ્મટ્સે એશિયાવાસીએને વચન આપ્યું હતું કે જ્યાં સુધી દરેક હિંદી પોતાનું નામ નહિં નોંધાવે ત્યાં સુધી તે કાયદો રદ કરવામાં નહિં આવે. આ વચન ઉપર વિશ્વાસ રાખી કેટલાએ ફરી નોંધ કરાવી. નોંધણી પૂરી થઇ છતાં તે સરત પ્રમાણે વર્તવાનો સંસ્થાન-ખાતાના પ્રધાને ઇન્કાર કર્યો.

જે કાયદાની રૂએ તેમની આખી કોમને અપરાધીની ગણત્રીમાં ગણવામાં આવ્યા તેવા કાયદાને બાદશાહી મંજુરી આપવાને લોર્ડ સે બોર્ને સનાદ આપી અને તે અમલમાં આવતાં તેમને ગેર કાયદે સર હદ પાર કર્યા તેમના દંડ લીધા અને કેદમાં મોકલ્યા આથી અંગ્રેજની ઇમાનદારીમાં જે વિશ્વાસ હતો તે નાશ પામ્યો

## પ્રકરણ ૯ મું.

### ગાંધીજીની બીજી સેવાઓ.

સને ૧૯૦૪ ની શરૂઆતમાં જોહાન્સબર્ગમાં સત્તર દિવસ સુધી ઘણો વરસાદ પડ્યો અને તેથી શહેરમાં ભેજ થતાં મરકી શરૂ થઈ આ વખતે ગાંધીજીને લાગ્યું કે છુટાં છવાયાં જે મરણો થાય છે તે મરકીના છે અને તે તેમના જૂદા રહેવાના સ્થળની મલિન સ્થિતિને લીધે છે તેનું કારણ શહેર સુધરાઈ ખાતાની બેદરકારી હતી તે રોગ અટકાવવા ચાંપતા ઉપાયો નહિ લેવામાં આવે તો ભયંકર કોલેરા ફેલાઈ જશે એમ લાગવાથી તેમણે તે વિષેની હકીકત જાહેરમાં પ્રકટ કરી, પણ રોગ ફેલાયો ત્યાં સુધી તેમની તે મહેનત નિષ્ફળ થઈ ઇંડિઅન ઓપીનીઅનના પ્રસિદ્ધ કર્તા શ્રી મદનજીતે તે મબંધી ગાંધીજીને પત્ર લખી આ ભયંકર મરકીની ખબર આપી ગાંધીજીએ આ વાત હાથમાં લીધી તેમણે ડૉ પાર્કર અને ટાઉન ક્લાર્કને ખબર આપી અને એક ઇન્સ્પેક્ટરની સાથે મરકીવાળા સ્થળે જઈ પહોંચ્યા તેમણે એક ખાલી વખારને ઉઘાડી ઇસ્પીતાલ બનાવી ત્યાં દરદીઓને એકઠા કરવા માંડ્યા, અને બે ચાર હિંદિ વૉલનટીયરોની મદદ લીધી. અને

ચેપી દરદીઓને તુરતજ માણસોમાંથી જૂદા પાડવાથી જોન્સબર્ગ મરકીના પંજામાંથી બચી જવા પામ્યું.

તેમણે એક સભા બોલાવી નાણાં ઉઘરાવ્યાં અને દરદીઓની સારવાર બીજા વોલંટીઅરોની મદદથી કરવા માંડી. આ વખતે ગાંધીજીએ મરણનો ભય વેગળો મૂકી દરદીઓની સારવાર કરવાનું ગંભીર કામ ઉઠાવ્યું હતું. શરૂઆતમાં ઉપાયો લેવાથી શહેરમાં તેનું જોર ફાટી નીકળ્યુ નહોતું.

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનાં બધાં સંસ્થાનમાં રહેતા હિન્દીઓને હંમેશાં પરસ્પરના સંબધમાં લાવવાને માટે કોઇ સાધન ઉભુ કરવાનો વિચાર કર્યો અને તે પછી તેમણે 'ઇન્ડિઅન ઓપિનીઅન' નામનું પેપર બહાર પાડયું. મુંબાઇના એક શિક્ષક મદનજીતની દેખરેખ નીચે દર્બનમાં એક છાપખાનુ ચાલતું કરવામાં આવ્યું. અને તે ઉભુ કરવામાં ગાંધીજીએ જોઇતાં નાણાંનો મોટો ભાગ આપ્યો હતો. આ કામ ઘણું ખર્ચાળ નિવડયુ. અહિં હિંદીઓના મોટા ભાગને વાંચવાનો શોખ નહોતો તેથી તેનો ફેલાવો જુજ હતો તેથી ઘણું ખર્ચ લાગી ગયું. અને આ કાર્ય જારી રાખવાને એટલી આવશ્યકતા લાગી કે પ્રથમ બાર મહિનામાં તેના નિભાવને માટે ગાંધીજીએ પોતાના કમાણીમાંથી ૩૦ હજાર રૂપિઆ આપ્યા. આજ અરસામાં તેમને જોહાન્સબર્ગના શહેર સુધરાઇ ખાતા તરફથી કેટલાક કેસના વકીલ તરીકે રૂ. ૨૪ હજાર મળ્યા હતા.

તે પછી ઈંડિઅન ઓપીનીઅને હિંદી કોમની ઘણી સેવા બજાવી. એના વગર સત્યાગ્રહની લડત લડવાનું બનતું મુશ્કેલ થાત. નાતાલના ટોન્ગાટ ગામમાં ગાંધીજીના પિત્રાઇ ભાઇની એક એકર જમીન હતી તે સંબંધી ગાંધીજી તેમના પિત્રાઇભાઇ છગનલાલ સાથે

વિચાર કરવા લાગ્યા ઇન્ડીઅન ઓપીનીઅન પ્રસિદ્ધ કરવામાં જે થોડાં માણસો રોકાયાં હતાં તેમણે કોઇ એક જગ્યાએ કર્મકારનું મધ્યસ્થાન જમાવવું. ગામડામાં જમીન લેવી અને ત્યાં મકાનો બાંધી છાપખાનાને ત્યાં લઇ જવું જમીન જાતે ખેડવી અને છાપખાનામાંથી ટુંકો પગાર મેળવવો તે વિચારને છગનલાલ મગેતા થયા અને તેમણે તે વાત તેમના બીજા પિત્રાઇ ભાઇઓ પાસે કરી જેથી તેમણે પોતાનું રહેઠાણ છોડી આપવાનુ વચન આપ્યું તે પછી ગાંધીજીએ દસ દિવસની અંદર તેવા રહેઠાણને યોગ્ય જમીન પોતાને નામે ફીનિક્સમાં ખરીદ કરી એક મહિનામાં તો રૂસ્તમજી શેઠે ત્યાં એક લોખંડનુ મકાન ચાલો કહ્યું કર્યું અને ઇંડિઅન ઓપીનીઅનના એક પણ અંકનો ખાંચો પડ્યા વગર આખું છાપખાનુ દર્બનથી અહિં આવ્યું તે પછી તે સ્થળ એક નાનુ સરખુ સંસ્થાન જેવુ થઇ ગયુ ત્યાં બીજા મકાનો બંધાયાં ત્યાં જમીન ખેડાય છે. ચાગાની શરૂઆત પણ ત્યાં કરી આ જમીન ફળદ્રુપ છે તેમાં ઉમદા બગીચા અને ઝાડો છે ગાંધીજીએ અહિં પોતાનુ ઘર કર્યું જોહાન્સબર્ગથી ને વખતો વખત અહિં આવતા અને આરામ લેતા

સને ૧૯૦૬ માં સરકારે 'એશિઆટિક લો એમેન્ડમેન્ટ ઓર્ડિનન્સ' પસાર કર્યો તે પહેલા ઘણું લોકોએ બળાવો ઉઠાવો. છેલી ઓર લડાઇની વખતે જેવી રીતે હિન્દીઓએ ડોળી ઉચકી લઇ જનારની ટુકડી તૈયાર કરી સરકારની સાથે નોકરી ઉપર મોકલી હતી તેવી ટુકડી આ વખતે પણ નાતાલ ઇન્ડીઅન કોંગ્રેસે ગાંધીજીની સૂચનાથી ઉભી કરી આપવાની માગણી કરી પણ આ વખતે તે વાત ઢીલમાં પડી. જુન મહિનામાં ગાંધીજીએ ત્યાંથી પોતાનુ ઘર બાર મૂકી નાંખી બૈરા છોકરાં લઇને નાતાલ ગયા દર્બન જતાં

તેમને ખબર પડી કે ડોળી ઉચકનાર ટુકડી વિષેની માગણી મજુર થઇ છે અને લોકો તેમની આગેવાનોની રાહ જુએ છે. ગાંધીજીને 'સાર્જંટ મેજર'ની પદ્વિ આપવામાં આવી ગાંધીજીએ તરતજ આ કામ ઉપાડી લીધુ અને એક મહિના સુધી તે પોતાના માણસો સાથે લડાઇમા હાજર રહ્યા આ ટુકડીને ઘાયલ થએના માણસોને ઉપાડી લઇ જવાનુ કામ હતુ તે સિવાય તેમને જે ઝુલુઓને માર પડયો હતો તેમની સારવાર કરવાનુ કામ સોંપ્યુ હતું

હિંદીઓ શ્યામ રંગના છે તેથી તેઓને ત્યાના અસની વતનીઓની હારમાં મૂકવામાં આવે છે ટ્રાન્સવાલમાં તેમને ટ્રામમાં મુસાફરી કરવા દેતા નહોતા અને રેલ્વેમા તેમને માટે જુદા ડબા રાખવામાં આવ્યા હતા તેમને કાફરા લોકોની પંક્તિમા મૂકવામાં આવ્યા હતા આ ટુકડીએ એક મહિના સુધી સખત કામ બજાવ્યુ હતું.

## પ્રકરણ ૧૦ સું.

### આફ્રિકામા સત્યાગ્રહની લડતની શરૂઆત.

ગાંધીજી જોન્સબર્ગ પાછા આવ્યા પછી હિન્દી કોમે ઠરાવ કર્યો કે જે નવો એશીયાઇ ધારો કામ ચલાઉ સરકારે ઘડી મ્હાડયો છે તેને બની શકે તો બાદશાહી મજુરી મળતી અટકાવવા એક પ્રતિનીધિ મંડળ ઇંગ્લાંડ મોકલવુ અને તે કામ માટે ગાંધીજીને અને અલીને પસંદ કર્યા આ પ્રતિનિધિમંડળ તે પછી ઇંગ્લાંડ ગયુ તેમને ત્યાના દરેક વર્ગના માણસોએ વિવેકપૂર્વક આદરભાવ આપ્યો તેમણે બાદશાહી સસ્થાન ખાતાના અને બીજા પ્રધાનોની મુલાકાત લીધી

અને તેના પરિણામમાં ટ્રાન્સવાલને સ્વતંત્ર અધિકાર મળતાં સુધી તે કાયદાને બાદશાહી મંજુરી આપવી મુલતવી રહી. પણ આ પ્રતિનિધીઓ લંડનમાં રહ્યા તે દરમીયાન કોમનો લાભ તપાસવા અને રાજ્ય સમાજ ઉપર વગ ચલાવવા માટે એક મંડળી ઉભી કરી અને તેના સેક્રેટરી મી એલ, ડબલ્યુ. રિચ્ચને નીમ્યા લોર્ડ એમ્પથીને પ્રમુખ થવાનું અને સર મંચેરજી ભાવનગરીએ કારભારી મંડળીના સરનશીન થવાનું કબુલ કર્યું આ મંડળી ઉભી કરવાથી સારૂં કામ થઇ શકયું.

પણ કામચલાઉ સરકારની જગાએ સ્વરાજ્ય સરકારની નિમણુંક થતાં તેનો તેજ ધારો જેને લીધે એશિઆઇ કોમમાં આટલી બધી હોહા થઇ હતી તે રાજ્ય સમાજે એકી એકે પસાર કર્યો અને તે તરતજ બાદશાહની મંજુરી માટે મોકલી આપ્યો, અને થોડાજ દહાડામાં બાદશાહી મંજુરી પણ મળી ગઇ.

આમ થવાથી સને ૧૯૦૭ ના જુલાઇ મહિનામાં સત્યાગ્રહની હિલચાલ તેના ખરા સ્વરૂપમાં ચાલુ કરવામાં આવી. તેમાં એકહજાર ચીનાઓ પણ હિન્દીઓ સાથે ભળ્યા આ વખતે ગાંધીજીના જમણા હાથ રૂપે મી. એમ એસ પોલાક હતા તે પણ ટ્રાન્સવાલની સદર અદાલતના વકીલ હતા. જ્યારે સત્યાગ્રહની લડાઇમાં ગાંધીજી કેદમાં હતા ત્યારે મહિનાના મહિના સુધી આ લડાઇનો મુખ્ય બોજો મી પોલાક ઉપર હતો તેમણે પણ દુઃખી સત્યાગ્રહીઓને ઘણી મદદ કરી હતી તેમણે દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના લાભ જાળવવાને પોતાની કલમ અને વકૃત્વશક્તિવડે અપૂર્વ આગ્રહીપણાથી સેવા બજાવી હતી.

આ લડાઇમાં હિન્દી કોમને ઘણું ખમવું પડયું ઘણા તો પાયમાલ બની ગયા હતા છતાં તેમણે હિમતી હિમ્મત, સુદૃઢતા અને

આત્મસંયમ બતાવ્યો હતો. પૈસાદાર લોકોની માફક આ લડાઇમાં શાકભાજી વેચનાર ફેરીઆઓ પણ જોડાયા હતા. આ લડાઇમાં સંખ્યાબંધ લોકો જેલમાં ગયા હતા. ત્યાં જવાથી તેમને આનંદ થતો. આ લડાઇથી લોકોમાં આત્મભોગ આપવાથી શક્તિ જાગ્રત થઇ હતી અને કેદમાં જવાની પણ હરીફાઇ થતી હતી. લોકો કહેતા કે: ગાંધીજી જો અમને કેદમાં જવાનું કહેશે તો અમે ખુશીથી જઇશું. અને ગાંધી જો તેમને મરી જવાનું કહેતો તેઓ તે આજ્ઞા ઉપાડી લેવાને પણ તૈયાર હતા આવી મજબૂત અસર આ પ્રદેશમાં ગાંધીજીએ લોકોના ઉપર કરી હતી.

એશિયાટિક લો એમેન્ડમેન્ટ એકટ રદ કરવા માટે અહિંના લોકોએ ગાંધીજીની આગેવાની નીચે સત્યાગ્રહની શરૂઆત કરી હતી. ટ્રાન્સવાલમાં હિંદીઓએ ઘણી ઝડપથી સત્યાગ્રહની લડત ચાલુ કરી હતી. ગાંધીજીના મગજમાં સત્યાગ્રહની શી રીતે ઉત્પત્તિ થઇ તે સંબંધી તે કહે છે કે: હું નાનપણમાં એક ગુજરાતી કવિતાની કડીઓ શિખ્યો હતો તે આ પ્રમાણે:—

અવગુણ ઉપર ગુણ કરવા વિષે.

પાણી આપે ને પાય, ભલું ભોજન તો દીજે;<br>
આવી નમાવે શીશ, દંડવત કોડે કીજે.<br>
આપણ ઘાસે દામ, કામ મહોરોનું કરીએ;<br>
આપ ઉગારે પ્રાણ, તે તણા દુઃખમાં મરીએ.<br>
ગુણ કેડે તો ગુણ દસ ગણો, મન વાચા કર્મે કરી;<br>
અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

સામળભટ.

સને ૧૯૦૬ ના સપ્ટેમ્બરમાં જુના એમ્પાયર થીએટરમાં હિંદીઓનો મોટો મેળાવડો થયો તે વખતે ત્યાંની ચાલુ સ્થિતિનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું તેથી ગાઢ લાગણીને લીધે પ્રેરણા થતાં એક આગેવાનની દરખાસ્ત ઉપરથી ત્યાં સર્વેએ સત્યાગ્રહ અંગીકાર કરવાના વિધિપૂર્વક સોગન લીધા. અને તેમણે તે લડત ચલાવવાનું માથે લીધું. ગાંધીજી કહે છે કે ટ્રાન્સવાલમા પડતા દુઃખો મટાડવાને માટે જ નહિ પણ હિંદુસ્થાનમાં લોકોને જે રાજકીય અને બીજી મુશીબતો ભોગવવી પડે છે તે બધાને માટે સત્યાગ્રહ એ અકસિર ઉપાય છે

દક્ષિણ આફ્રિકામા પહેલાં ઝુલુ વિગેરે કેટલાક જંગલી જાતિના માણસો રહેતા હતા. પણ પછીથી ત્યાની જમીનને ઉપજાઉ જાણી અને કોયલા તથા હિરાની ખાણોનો પત્તો મળતા ઘણા યુરોપિયન લોકો જેમાં ઘણે ભાગે અંગ્રેજો વધારે હતા તેઓ આવીને વસવા લાગ્યા. કેપકાલોની અને નાતાલના અંગ્રેજોનો જ અધિકાર હતો માઠ વર્ષ પછી જ્યારે તેમને ત્યાની ખાણોમાં કામ કરવાને માટે સસ્તા મજુરોની જરૂર જણાઈ ત્યારે તેમની નજર હિંદ તરફ પડી અને તેમણે હિંદ સરકારને પોતાની જરૂરીયાત પુરી કરવાની અરજી કરી, ત્યારે હિંદ સરકારે લખ્યુ કે જો દક્ષિણ આફ્રિકાની ગવર્નમેન્ટ અમારા મજુરોને સુખપૂર્વક રાખે તો અમે તેમની જરૂરીયાત પુરી કરી શકીશુ. આ વાત દક્ષિણ આફ્રિકાની સરકારે માન્ય રાખવાથી હિંદમાં ઠેકાણે ઠેકાણે મજુર ઓફીસો ઉઘાડવામા આવી. આથી ગામડાંના ગરીબ લોકોને લલચાવી સંખ્યાબંધ મજુરોને દક્ષિણ આફ્રિકામા મોકલવામાં આવ્યા. ત્યાં મોકલતા પહેલાં ત્યા પાંચ કે સાત વર્ષ રહેવાને માટે કરારનામાં

લખાવી લેવામાં આવ્યાં. જ્યારે આ લોકો આફ્રિકામાં ગયા ત્યારે તેમણે રાખેલી તેમની તમામ આશાઓ નષ્ટ થએલી જણાઇ અને તેમને જીવતાંજ નરકનું દુઃખ વેઠવું પડયું. ત્યાં તેમને આફ્રિકાના ગોરા લોકો ઘણી જાતનું દુઃખ આપતા. તેમની પાસે રાત દિવસ કામ લેતા અને માંદા પડે તો તે ગેરહાજરીનો પગાર પણ લેતા. એક વર્ષ પછી આ મજુરો—કુલિઓ અને હિંદના બીજા માણસોની પાસેથી ત્રણ પોંડ ( ૪૫ રૂપિઆ ) દર વર્ષે કર લેવા માંડયો. આ સિવાય શાકભાજી, કાપડ વિગેરે ફેરી કરીને વેચનારાઓ અને બીજા વેપારીઓ પાસેથી પણ આવી રીતે ઘણા કર લેવા માંડયા. અને તેમને આફ્રિકામાંથી કાઢી મૂકવા માટે પાર્લામેન્ટમાં ઠરાવ પણ મૂકવામાં આવ્યા. કુલિયોમાંથી જે પોતાના શેઠનું કહ્યું ન માને અને સામો થવા તેને તત્કાલ અનેક દુઃખ આપીને મારી પણ નાંખતા. હિંદીઓના દુઃખની આ બધી હકીકત ગાંધીજીને ત્યાં ગયા પછી જણાઈ. તેથી તેમણે પોતાનો સ્વાર્થ છોડી આ લોકોના કષ્ટ દુર કરવા માટે પ્રતિજ્ઞા કરી.

ત્યાર પછી આફ્રિકામાં નવી સરકાર સ્થપાતાં એક એવો કાયદો છાપો કે જેથી આફ્રિકાથી એકેએક હિંદીને કાઢી મુકવામાં આવે. તે પ્રમાણે એશિયાવાસીઓએ સરકારી ખાતામાં પોતાનું નામ નોંધાવવું અને પોતાના અંગુઠાનું નિશાન આપવું. અને દરેક પુરૂષ, સ્ત્રી અને બાળકો, ગૃહસ્થ, ગરીબ, વિદ્વાન કે અભણ મનુષ્યને આ કાયદાને તાબે થવું જોઇએ એવો કાયદો થયો આ કાયદો હિંદીઓને અપમાનજનક હતો તેથી મહાત્મા ગાંધીજીએ તેની સામે વિરોધ દર્શાવ્યો અને તેની સામેથી બચવા માટે ઇન્ડીઅન ઓપીનીયન પત્ર કાઢી તેમાં અંગ્રેજી, ગુજરાતી, તામીલ અને

હિંદીમાં લેખ લખવા માંડયા. આમ છતાં તે કાયદા પાસ થયો તેથી ગાંધીજીએ તેની સામે સત્યાગ્રહ કરવાની પ્રતિજ્ઞા લીધી અને પોતે અંગુઠાનું નિશાન ન આપી, સર્ટીફીકેટ ન બતાવી જેલમાં ગયા. અને બીજા હિંદીઓએ પણ આ કાયદા સામે સત્યાગ્રહ આરંભી ગાંધીજીની આગેવાની સ્વિકારી પોતાની નોંધ ન કરાવી જેલમાં જવા તૈયાર થયા.

## પ્રકરણ ૧૧ મું.

### તેમનો જેલનો અનુભવ.

તેમને પહેલીવાર જેલ મળી તેનો અનુભવ તેમણે પોતે જ છપાવ્યો છે તે જ આ સ્થળે પ્રકટ કરીએ છીએ. તેઓ લખે છે કેઃ—

"જો કે માત્ર થોડા દિવસજ મેં તથા બીજા હીંદીઓએ સત્ય સારૂં જેલ ભોગવી છે, તો પણ તેમાં મળેલો અનુભવ એ બીજાઓને ઉપયોગી થઇ પડે એમ સમજીને, અહીં આપવા ધારૂં છું. જેલની મારફતે હીંદી કોમને હજુ ઘણા હકો મેળવવવાના રહેશે એમ પણ માન્યતા છે. તેથી જેલનાં સુખ દુઃખ સહુ સમજે તે જરૂરનુ છે. ઘણી વેળા જ્યાં ખરૂં જોતાં કંઇપણ દુઃખ હોતું નથી ત્યાં આપણે મનથી દુઃખ ધારી લઇએ છીએ. એટલે દરેક વસ્તુને વિષે ખરી હકીકત જાણવી તેથી લાભ જ છે એમ ચોખ્ખું દેખાઇ આવે છે.

તા. ૧૦ મી જાનેવારીએ બપોરના બે વખત જેલમાં નાખવાના હુમલા થયા બાદ જેલમાં જવાનો વખત આવ્યો. મારા સાથીઓને અને મને સજા મળતા પહેલાં પ્રીટોરીઆથી તાર આવી

ગયો તેમાં ખબર હતા કે ત્યાંના પકડાએલા હીંદીઓને નવા કાયદાને શરણ નહિ થવાને સારૂં ત્રણ મહિનાની સખત મજુરીની જેલ મળી હતી; ને તે ઉપરાંત દંડ પણ થયો હતો. અને જો દંડ ન આપે તો બીજા ત્રણ મહીનાની સજા હતી. આ વાત સાંભળીને હું પોતે ઘણી રહ્યો હતો. માજીસ્ટ્રેટની પાસે તેટલા સારૂં મેં વધારેમાં વધારે સજા માગી, પણ તે મળી નહિ.

અને અમને બધાને બે મહિનાની વગર મજુરીની કેદ મળી. મારા સાથી મી. પી. કે. નાયડુ, મી. સી. એમ. પીલે, મી કડવા, મી. ઇસ્ટન તથા મી. ફોરટુન હતા, છેલ્લા બે અહરથો ચીના છે. મને સજા થયા પછી બે ચાર મીનીટ કોરટ પાછળના કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. ત્યારબાદ મને ચુપકીથી એક ગાડીમાં લઇ ગયા. તે વખતે મનમાં ઘણા તરંગો આવ્યા. મને શું નોખી જગ્યા આપી રાજદ્વારી કેદી તરીકે ગણશે ? શું બીજાઓથી મને નોખો પાડશે ? અથવા તો મને જોહાન્સબર્ગ છોડી બીજી જગ્યાએ લઇ જશે ? આવા વિચારો આવ્યા કરતા હતા. મારી સાથે ડીટેકટીવ હતો તે માફી માગતો હતો. મેં તેને જણાવ્યું કે તારે માફી માગવાની જરૂર નથી. કેમકે મને કેદમાં લઇ જવો એ તારી ફરજ છે.

## કેદખાનું.

મારા તરંગો બધા નકામા હતા એમ તુરત માલમ પડ્યું. જ્યાં બીજા કેદીઓને લઇ જાય છે ત્યાં મને પણ લઇ ગયા. થોડી મુદતમાં બીજા સાથીઓ પણ આવ્યા. અમે સૌ મળ્યા. પ્રથમ તો અમ સૌ બધાનું વજન કર્યું. પછી જાત આંગળાં પડાવ્યાં. ત્યારપછી અમને જેલનો પોશાક આપવામાં આવ્યો. પોશાકમાં કાળું પાટલુન, ખમીસ, ખમીસની ઉપરનું પહેરણ ( જેને અંગ્રેજીમાં જમ્પર કહે

છે ), ટોપી તથા મોજાં અમને આપ્યાં અમારાં જુનાં કપડાંને સારૂ દરેકને નોખી થેલી આપવામાં આવી તેમાં તે પેક કર્યા પછી અમને અમારી પોતાની કોટડીમાં લઇ જતા પહેલાં દરેકને આઠ ઔંસ રોટીનો ટુકડો આપવામાં આવ્યો પછી કાફરી કેદખાને લઇ ગયા.

### કાફરા ને હીંદી એક !

ત્યાં અમરાં કપડાં ઉપર " N " એવી છાપ મારી. એટલે કે અમે બરોબર નેગ્રોની પંક્તીમાં મુકાયા. ઘણી અગવડો ઉઠાવવા અમે સહુ તઇયાર હતા, પણ અમારી આ વલે થશે એમ માન્યું નહોતું. ગોરાઓની સાથે રાખે એ સહન ન થઇ શકે એવુ જણાયુ. આવી દશા જોઇ વિચાર કર્યો કે સત્યાગ્રહની લડત જરાએ વધારે પડતી કે વખત વિચાર્યા વિનાની નથી. હિંદીને તદન નમાલા કરી મુકવાનો ખુનો કાયદો હતો એમ વધારે સાબેત થયુ.

તોપણ, અમને કાફરાઓની સાથે રાખ્યા એ ઘણે ભાગે સંતોષ પામવા જેવુ થયુ. તેઓની હાલત, તેઓની તરફની વરતણુક અને તેઓના ખવાસ જાણવાની આ ભની તક મળી. બીજી રીતે જોતા તેઓનો સાથે મુકવામા હલકાઇ ગણી એ મનને ઠીક ન લાગ્યુ . છતાં સાધારણ રીતે જોતા હીદીને અલગ રાખવા જોઇએ એમાં પણ શક નથી. અમારી કોટડીની પડખેજ કાફરાઓની કોટ-ડીઓ હતી. તેમાં અને બહારના મેદાનમા તેઓ ઠકગાટ કરી મુકતા હતા. અમે વગર મજુરીના કેદી હતા તેથી અમારી કોટડી નોખી હતી. નહિ તો અમને તેજ કોટડીમાં પુરી શકત. મજુરીવાળા હીદી ઓને કાફરાની સાથેજ પુરવામાં આવે છે.

આ વાત હલકાઇ ભરેલી છે કે નહિ તે વિચાર અલગ

રાખતાં એ બહુ જોખમ ભરેલી છે એટલું કહેવું તે બસ છે. કાફરો ઘણે ભાગે જંગલી હોય છે. તેમાં વળી કેદમાં આવેલા કાફરોનું તો પુછવું જ શું ! તેઓ તોફાની, બહુ ગંદા, અને લગભગ જાનવરની સ્થિતિમાં રહેનારા છે. એકેક કોટડીમાં ૫૦ થી ૬૦ માણસ સુધી પુરવામાં આવે છે. કોઇ વેળા તેઓ કોટડીની અંદર રમખાણ મચાવે છે, ને માંહોમાંહે લડે છે. આવી સોબતમાં ગરીબડા હીંદીના કેવા હાલ થાય, તે વાંચનાર સહેજે જાણી શકે છે.

બીજા હિંદી કેદી.

આખી જેલમાં અમારા સિવાય ભાગ્યે જ ત્રણ ચાર હીંદી કેદી હતા. તેઓને કાફરોની સાથે પુરાવું પડતું હતું, એટલું અમારા કરતાં વધારે હતું. તો પણ મેં જોયું કે તેઓ ખુશ દિલથી રહેતા હતા. અને બહાર હતા તે વખત કરતાં તેઓની તબીયત વધારે સારી હતી. તેઓએ ઉપરી જેલની મહેરબાની મેળવી હતી. કાફરોના પ્રમાણમાં કામ કરવામાં ચંચળ અને માહીતગાર હોવાથી તેઓને જેલના અંદર જ સારી મજુરી સોંપવામાં આવી હતી. એટલે કે તેઓ સ્ટોરમાં સંચા કામપર દેખરેખ રાખવાનું તથા એવું બીજું કામ કરતા હતા, કે જે જરાયે ભારે પડતું કે બેતું નહિ લાગે. અમને પણ તેઓ બહુ મદદગાર થઇ પડયા હતા.

રહેઠાણ.

અમને એક કોટડી સોંપવામાં આવી. તેમાં તેર માણસને રાખવા જેટલો મારગ હતો. તે કોટડીની ઉપર કાળા કરજદાર કેદીઓ એમ લખ્યું હતું. એટલે ઘણે ભાગે તે કોટડીમાં દિવાની જેલ ભોગવનાર કાળા માણસોને રાખવામાં આવતા હતા એમ થયું. તે કોટડીમાં હવા તથા અજવાળાને સારૂ નાની સરખી બારી

ઓ હતી. તેને મજબુત સળીઆ જડયા હતા. એ વાટે જેટલી હવા આવતી હતી તે મારા હિસાબ પ્રમાણે બસ નહિ ગણાય. તે કોટ-ડીની દિવાલો ટીનનાં પતરાંની હતી. તેમા અર્ધા ઇચ જેટલાં ત્રણ જગ્યાએ કાચ જડેલાં બાકોરાં હતાં. જેમાંથી જેલરો અંદર કેદીઓ શુ કરે છે તે છુપી રીતે જોઇ શકે અમારી કોટડીની પાસેજ જે કોટડી હતી તેમા કાફર કેદીઓ હતા. તેની નજીક કાફર, ચીના અને કેપબોય સાક્ષીઓ હતા, જેઓને ભાગી ન જાય તેટલા સારૂ કેદમાં રાખવામા આવ્યા હતા.

અમારે બધાને સારૂ દિવસના હરવા ફરવા સારૂ નાનુ ફળીયુ હતુ, જેની આસપાસ દિવાલ હતી ફળીયુ એટલુ બધુ નાનુ હતુ કે તેમાં દિવસના હરવુ ફરવુ એ બહુ મુશકેલી જેવુ થઇ પડયુ હતુ. તે લત્તાના કેદીઓથી તે ફળીયાની બહાર રજા વિના નીકળી શકાયજ નહિ એવો નિયમ હતો. ગુશલ કરવાનુ તથા પાયખાના વિગેરેની સગવડ એ પણ તે ફળીયામા આવી જતી હતી. ગુશલ કરવાને માટે પથ્થરની બે મોટી કુંડીઓ હતી, અને વરસાદની જેમ નહાવાની બે ઝારીવાળી નળીઓ હતી. જાજરૂને સારૂ પણ બાકીટ રહેતી હતી, અને પેશાબને સારૂ બે બાકીટ હતી એમ ઢાંકીને છુપી રીતે નાહી ધોઇ શકાય અથવા તો જાજરૂ જઇ શકાય એવી સગવડ ન હતી જેલના ધારામા પણ એવુ હતુ કે કેદીઓ અળગા રહી શકે તેવી રીતે જાજરૂ વિગેરેની ગોઠવણ ન હોવી જોઇએ તેથી ઘણી વેળા બે ત્રણ કેદીઓને એક હારમા બેશીને જાજરૂ જવુ પડતુ હતુ. ગુશલ કર-વાની સ્થિતિ તેવીજ હતી. પેશાબની બાકીટ પણ ખુલ્લી જગ્યામા હતી. આ બધુ પ્રથમ આપણને અણગમો ઉપજાવનાર લાગે. કેટ

લાકને તો તેથી ઘણુંજ દરદ થાય. તોપણ ઉંડો વિચાર કરતાં એમ જોઇ શકાય છે કે જેલખાનામાં આવી ખાનગી રીતે ન બની શકે, અને જાહેર રીતે કરતાં ખસુસ એમ નથી. તેથી ધીરજ રાખી એ ટેવ પાડવાની જરૂર છે, અને તેવી જાહેરાતથી ગભરાવાનું કે કંટાળવાનું નથી.

કોટડીની અંદર સુવાને સારૂં લાકડાનાં ત્રણ છચના પાયાવાળાં પાટીઆંની પથારી હતી. જણ દીઠ બે કામળી અને નાનો સરખો તકીઓ, તથા પાથરવા માટે વીંટી શકાય એવડી કાથાની સાદરડી એટલાં હતાં. કોઇ વખત ત્રણ કામળી મળી શકતી હતી, પણ તે માત્ર મહેરબાનીની દાખલ. આવી કઠણ પથારીથી કેટલાક ગભરાતા જોવામાં આવતા હતા. સાધારણ રીતે જેઓને પોચી પથારીમાં સુવાની ટેવ હોય છે તેને આવી કઠણ પથારી મુશ્કેલ લાગે. વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે કઠણ પથારી એ વધારે સારી ગણાય છે. એટલે જો આપણે ઘરમાં પણ કઠણ પથારી વાપરવાનો રિવાજ રાખ્યો હોય તો જેલની પથારીનું દુઃખ જણાય નહિ કોટડીમાં હંમેશાં એક બાલ્દિ પાણી, તથા રાતના પેશાબ કરવા સારૂં એક બીજી બાલ્દિ થાળમાં મુકવામાં આવતી હતી. કેમકે રાતના કોઇપણ કેદીથી કોટડીની બહાર નીકળી શકાય નહિ. દરેક જણને જેમ જોઇએ તેમ થોડોક સાબુ, એક ખાદીનો ટુવાલ તથા લાકડાનો ચમચો પણ આપવામાં આવ્યાં હતાં.

## મરોપ.

જેલખાનાની મરાપ ઘણી જ સરસ ગણી શકાય. હમેશાં કોટડીની ભોંય જંતુનાશક પાણીવડે સાફ કરવામાં આવતી હતી. તેની કોરને દરરોજ ચુનો લગાડવામાં આવતો હતો. તેથી કોટડી હમેશાં

સ્વચ્છ જેવી રહેતી હતી. ગુશલખાનું તથા પાયખાનું તે પણ સાબુથી અને જંતુનાશક પાણીથી હમેશાં સાફ રાખવામાં આવતાં હતાં. સફાઇ બાબત મને પોતાને શોખ છે એમ માનું છું. તેથી જ્યારે છેવટના ભાગમાં આપણા ઘણા માણસો આવ્યા ત્યારે જંતુનાશક પાણીથી પાયખાનાં હું પોતેજ સાફ રાખતો. પાયખાનાં ઉપાડી જવાનું કામ કરવા હમેશાં નવ વાગે કેટલાક ચીના કેદીઓ આવતા. ત્યારબાદ દિવસના સફાઇ રાખવી હોય તો હાથોહાથ કરી લેવું પડે છે. પથારીનાં પાટીઆં હમેશાં રેતી અને પાણીવતી ધોવામાં આવતાં હતાં. અગવડ ભરેલું માત્ર એજ જોવામાં આવતુ કે તકીઆ અને કામળી સેંકડો કેદીઓમાં વખતોવખત બદલાઇ જવાનો સંભવ હતો. જો કે કામળીઓ હંમેશાં તડકે સુકવી જોઇએ, છતાં તે નિયમ ભાગ્યેજ જાળવવામાં આવતો હતો. જેલનું ફળીઉં હંમેશાં બે વખત સાફ કરવામાં આવતુ હતું.

## કેટલાક નિયમો.

જેલના કેટલાક નિયમો સહુને જાણવા જેવા છે. સાંજના સાડા પાંચ વાગે, કેદીઓને પુરી દેવામાં આવતા હતા, રાતના આઠ વાગ્યા સુધી તેઓ કોટડીમા વાંચી શકે છે, અને વાતચીત કરી શકે છે. આઠ વાગ્યા બાદ સહુને ઉંઘી જવાની ફરજ છે. એટલે જો ઉંઘ ન આવે તો પણ પડયા રહેવુ જોઇએ. આઠ વાગ્યા પછી માંહોમાંહે વાતચીત કરવી એ કેદના ધારાનો ભંગ ગણવામાં આવે છે. કાફર કેદીઓ આ ધારો બરોબર સાચવતા નથી. તેથી રાતના પહેરેગીરો તેઓને ચુપ રાખવાને સારૂ "થુલા થુલા" કહી દિવાલો ઉપર લાકડીઓ ઠોકયા કરે છે. કોઇપણ કેદીને બીડી પીવાની સખત

મનાઇ હોય છે. આ નિયમ ઘણી સાવચેતીથી જાળવવામાં આવે છે. પણ હું જોતો હતો કે બીડીના બંધાણી કેદી તે નિયમનો ભંગ છુપી રીતે કરતા હતા. સવારના સાડા પાંચ વાગે ઉઠવાનો ઘંટ વાગે છે. તે વખતે દરેક કેદીએ ઉઠી હાથ મ્હોં ધોઇ નાખવાં જોઇએ, તથા પોતાની પથારી સંકેલવી જોઇએ. સવારના છ વાગે કોટડીનો દરવાજો ખોલવામાં આવે છે. જે વેળા દરેક કેદી પોતાની સંકેલેલી પથારી પાસે અદબસર ઉભેલો હોવો જોઇએ. રખેવાળ આવીને દરેક કેદીને ગણી જાય છે. તેજ પ્રમાણે કોટડી બંધ કરતી વખતે દરેક કેદીને પોતાની પથારી પાસે ઉભા રહેવાનો ધારો છે. કેદખાના સિવાયની કંઇ વસ્તુ કેદીની પાસે નહિ હોવી જોઇએ. કપડાં સિવાયની જે કંઇ વસ્તુ હોય તે ગવરનરની પરવાનગી વિના રાખવાની મનાઇ છે. દરેક કેદીના પહેરણ ઉપર એક બટન ઉપર ટીકીટ કોથળી હોય છે. તેમાં કેદીની ટીકીટ રાખવામાં આવે છે. તે ટીકીટની ઉપર તેનો નંબર, તેની સજા, તેનું નામ વિગેરે નોંધેલાં હોય છે. દિવસના સાધારણ નિયમ પ્રમાણે કોટડીમાં રહેવાની બંધી હોય છે. મજુરીવાળા કેદી તો કામપર હોય એટલે રહીજ ન શકે. પણ વગર મજુરીના કેદી પણ કોટડીમાં રહી શકતા નથી. તેઓને ફળીયામાં રહેવું જોઇએ છીએ. અમારો મગરૂર સારૂં મેજીસ્ટ્રેટે એક ટેબલ તથા બે બાંકડા કોટડીમાં મુકવાની પરવાનગી આપી હતી અને તે બહુ ઉપયોગી થઇ પડયાં હતાં.

દરેક કેદીના વાળ તથા મુછ બે મહિનાનો સમાકાર હોય તો કાપવાનો ધારો છે. આ ધારો હીંદીની સામે જોરથી લાગુ પાડવામાં આવતો નથી. જો કોઇ આનાકાની કરે તો તેની મુછ રહેવા દે છે. આ વિષે મને હસવા લાયક અનુભવ થયો. હું પોતે જાતુનો

હતો કે કેદીઓના વાળ કાપવામાં આવે છે. વળી એમ પણ ખબર હતી કે વાળ કાપવાનો તથા મુછ કાપવાનો નિયમ તે કેદીઓના સુખને સારૂં છે, નહિ કે તેઓને હલકા પાડવાને ખાતર હું પોતે મનું છું કે આ નિયમ બહુ જરૂરનો છે. કેદની અંદર વાળ સાફ કરવાનો દાંતીઓ વિગેરે સાધન હોતાં નથી. વાળ જો સાફ ન રખાય તો ગુમડાં વિગેરે થવાનો ઘણો સંભવ રહે છે. વળી ગરમી હોય તો વાળ અમહ્ય થઇ પડે છે. કેદીઓને અરીસો વાપરવા મળતો નથી. તેથી મુછ ગંદી રહેવાનો સંભવ છે. ખાતી વખતે રૂમાલ તો હોય નહિ. લાકડાનો ચમચો ખાવામાં અગવડ ઉપજાવે છે. લાંબી મુછ હોય તો ખોરાક મુછને વળગે છે. વળી કેદીઓનો બધો અનુભવ લેવાનો મારો વિચાર હતો. તેથી મુખી દરોગા પાસે મારા વાળ તથા મુછ કાપવાની મેં માગણી કીધી. તેણે કહ્યું ગવર્નરની સખત મનાઈ છે. મેં કહ્યું હું જાણું છું કે ગવર્નર મને ફરજ પાડવા નથી માગતા, પણ હું મારા વાળ અને મુજ મરજીઆત કપાવવા ઇચ્છું છું. તેણે ગવર્નરની પાસે અરજી કરવા સુચના કીધી. બીજે દહાડે ગવર્નરની પરવાનગી મળી. પણ તેણે કહ્યું હવે તો બે મહિનામાંથી બે દિવસ તમારા ગયા એટલે તમારા વાળને મુછ કાપવાનો મને હક નથી, મેં કહ્યું તે વાત હું જાણું છું, પણ મારી સુખાકારીને ખાતર અને મારી મરજીથી હુ કાપવા માગું છું. છતાં તેણે હસીને આનાકાની કરી. પાછળથી મને માલુમ પડ્યું કે ગવર્નરને કંઇક શક અને ભય હતા. મારી આ માગણીમાં કંઇ ભેદ તો ન હોય ? પાછળથી ગવર્નરની ઉપર ઢોળીને જેલની બહાર નીકળી પરાણે વાળ મુછ કાપવાનું તોફાન તો ન કરૂં, એમ તેને લાગ્યું. મેં તો મારી માગણી હંમેશાં ચાલુ રાખી. મરજીથી કાપવા માગું છું એવું લખી.

વાગે ડાક્ટર આવતો. તે બહુ ભલો અને માયાળુ જણાતો હતો. હમેશાં ચિવટથી ખબર પુછતો. જેલના ધારા પ્રમાણે દરેક કેદીએ પહેલે દહાડે જાહેર નાગા થઇ ડાક્ટરને પોતાનું શરીર બતાવવું જોઇએ. પણ ડાક્ટરે અમારા સબંધમાં એ ધારો લાગુ ન પાડયો. અને જ્યારે ઘણા હીંદી કેદી થયા ત્યારે તેણે કહ્યું કે જો કોઇને ખસ વિગેરેનું દરદ હોય તો અમોને જાહેર કરવું, કે જેથી ડાક્ટર તેવા માણસને એકાંતમાં લઇ જઇ તપાસશે. સાડા દશ કે અગીઆર વાગે ગવરનર તથા મુખી દરોગો આવતા. ગવરનર બહુ દૃઢ, ન્યાયી અને શાંત સ્વભાવનો માણસ જોવામાં આવ્યો. તેનો હમેશાં એકજ સવાલ હતો. તમે બધા સારા તો છો ? તમારે કંઇ વસ્તુ જોઇએ છે ? તમારે કાંઈ રાવ ખાવાની છે ? જ્યારે જ્યારે કાંઇ માગણી કે રાવ કરવામાં આવતી ત્યારે તે ધ્યાન દઇ સાંભળતો; અને બની શકે તે માગણી કબુલ કરતો,-અને રાવ ખાધી હોય તો તેનો ફડચો કરતો. કેટલીક રાવ અને માગણીઓનું આગળ ઉપર વિવેચન કરીશ. ડેપ્યુટી ગવરનર પણ કોઇ કોઇ વેળા આવતો તે પણ ભલો હતો. પણ સરવથી ભલો, સુશીલ અને લાગણીવાળો તે અમારો ખાસ ઉપરી જે ' મુખી દરોગો ' કહેવાતો હતો તે હતો. તે પોતે બહુ ધાર્મિક છે, અને એની વર્તણુંક માત્ર અમારી તરફ સરલ અને સભ્ય હતી એટલું જ નહિ, પણ દરેક કેદી છુટે મોઢે તેના ગુણ ગાતો હતો. કેદીઓના હક જે કંઇ હોય તે પુરા જાળવવામાં તેને ખંત હતી. કેદીઓમાં નજીવો ગુન્હો જોવામાં આવે તો તે દરગુજર કરતો. અમે બધા ખરૂં જોતાં બિનગુન્હેગાર હતા એમ સમજી અને જાણીને તે વિશેષ માયા રાખતો હતો. પોતાની લાગણી બતાવવા ઘણી વખત અમારી પાસે આવી વાતચીત પણ કરતો,

## કેદીઓમાં વધારો.

હું કહી ગયો છું કે પહેલા સત્યાગ્રહી કેદી અમે માત્ર પાંચ હતા. તા. ૧૪ મી જાનેવારીને મંગળવારે મી. થંબી નાઇડુ જે ચીફ પીકેટ હતા તે અને ચાઇનીઝ એસોસીએશનના પ્રમુખ મી. કુવીન આવ્યા. તેમને જોઇ બધા બહુ રાજી થયા. તા. ૧૮ મી જાનેવારીએ ૧૪ માણસ બીજા આવ્યા. તેમાં સમુન્દરખાન હતા. તેની બે માસની જેલ હતી. બાકીના ૧૩ માં મદ્રાસી, કાનમીઆ તથા ગુજરાતી હીંદુઓ હતા. તેઓ બધા વગર લાઇસેન્સથી ફેરી-નો ધંધો કરવાને સારૂં પકડાયા હતા, અને તેઓને બે પાઉંડ ન આપે તો ૧૪ દિવસની જેલ હતી. તેઓ હિંમતપુર્વક દંડ ન આપતાં જેલમાં આવ્યા હતા. તા. ૨૧ મી જાનેવારીને મંગળવારે ૭૬ માણસ બીજા આવ્યા. તેમાં બે મહિનાની જેલવાળા નવાબ-ખાન હતા. બાકી બધા ૧ પાઉંડ અથવા ૧૪ દિવસની જેલવાળા હતા. આમાંના ઘણાખરા ગુજરાતી હીંદુ હતા કોઇ કાનમીઆ, અને કોઇ મદ્રાસી હતા. તા. ૨૨ મી જાનેવારી ને બુધવારે ૩૫ માણસો બીજા આવ્યા. તા. ૨૩ મીએ ૩ આવ્યા, ૨૪ મીએ ૧ આવ્યો, ૨૫ મીએ ૨, ૨૮ મીએ ૬ અને તેજ દિવસે સાંજના બીજા ૪ આવ્યા. ૨૯ મી તારીખે વળી ૪ કાનમીઆ આવ્યા. એટલે ૨૯ મી જાનેવારી સુધીમાં બધા મળી ૧૫૫ સત્યાગ્રહી કેદી થયા. ગુરૂ-વારે એટલે ૩૦ મીએ મને પ્રીટોરીઆ લઇ ગયા હતા. પણ મને માલમ છે કે તે દહાડે પણ ૫ અથવા ૬ બીજા કેદી ગયા હતા.

## ખોરાક.

ખોરાકનો સવાલ ઘણા માણસોને ઘણી રીતનિએ વિચારવા

જેવો હોય છે. પણ કેદીઓને તે સવાલ ઘણો જ વધારે વિચારવાનો રહે છે. તેઓનો ઘણો આધાર સારા ખોરાક ઉપર રહે છે. ખોરાક સંબંધમાં એવો ધારો છે કે જેલમાં જે મળે તેજ લેવાય, તથા બીજી જગ્યાએથી નજ લેવાય. સોલજરોને જે ખોરાક મળે તે લેવો પડે છે. પણ સોલજર તથા કેદીમાં ઘણો ફરક છે. સોલજરને બીજો ખોરાક તેના ભાઇબંધો મોકલી શકે છે અને તે લીએ છે. કેદીને તો બીજો ખોરાક લેવાની બંધીજ છે. ખોરાકની અગવડ એ કેદની એક મોટી નાશાની છે. વાતચિતમાં પણ જોઇશું તો જેલના સત્તાવાળા કહેશે કે કેદમાં સ્વાદ તો હોયજ નહિ; સવાદની વસ્તુ કેદમાં નહિ આપીએ. જ્યારે જેલના ડાક્ટરની સાથે મારે વાતચિત થઇ ત્યારે તેને મેં કહ્યું કે રોટીની સાથે ચા અથવા ઘી કે બીજી કંઇ વસ્તુની જરૂર છે. ત્યારે તેણે કહ્યું કે, " એનો તમે સ્વાદ કરવા માગો છો. જેલમાં તે ન હોય. "

હવે આપણે જેલનો ખોરાક વિચારીએ. જેલના ધારા મુજમ પહેલે અઠવાડીએ નીચે મુજબ ખોરાક હોંદીને મળે છેઃ-

સવારના બાર આઉંસ મકાઇના આટાનું પુપુ શકર કે ઘી વિના

બપોરે ચાર આઉંસ ચાવલ, ને એક આઉંસ ઘી.

સાંજના ચાર દિવસ બાર આઉંસ મકાઇના આટાનું, પુપુ ત્રણ દિવસ બાર આઉંસ બાફેલા બીનીસ (વાલ), અને નીમક.

આ ખોરાક તે કાફરાઓને અપાય છે તેની ઉપરથીજ ઘડેલો છે. ફરક માત્ર એ છે કે કાફરાઓને કચરેલી મકાઇ તથા ચરબી

સાંજે આપવામાં આવે છે તેને બદલે હીંદીને ચાવલ મળે છે.

બીજે અઠવાડીએ અને ત્યાર પછી હમેશને સારૂં મકાઈના આટાની સાથે બે દિવસ બાફેલા આલુ અને બે દિવસ બીજી તરકારી જેવી કે કાબેજ તથા કોળું વગેરે આપવામાં આવે છે. જેઓ ગોસ ખાય તેને બીજે અઠવાડીએથી આતવારને દહાડે તરકારીની સાથે ગોસ પણ આપવામાં આવે છે.

જે કેદીઓ પહેલાં પહોંચ્યા હતા તેઓએ વિચાર કર્યો હતો કે સરકારની પાસેથી કંઇ મહેરબાની નહિ માગવી, ને જે ખોરાક આપે ને ખપે તેવો હોય તેથી ચલાવી લેવું. હકિકતે જોતાં ઉપરનો ખોરાક હીંદીને સારૂં બરોબર નહિ કહેવાય. વૈદકના નિયમ પ્રમાણે ઉપરના ખોરાકમાં પોષણ પુરતું થઇ શકે છે. કાફરોને તો મકાઇ એ હમેશનો ખોરાક છે. એટલે તેઓને ઉપરનો ખોરાક ઘણોજ માફક આવે છે, ને તેથી તેઓ કેદમાં આવી પુષ્ટ બને છે, પણ હીંદીને તો ચાવલ સિવાય કંઇજ વસ્તુ માફકસર ન ગણાય. મકાઇનો આટો ભાગ્યેજ હીંદી ખાય છે. એકલા બીનીમ ખાવાની ટેવ આપણને હોતી નથી અને ભાજીપાલો જેમ તે લોકો પકાવે તેમ ખાવાનું હીંદીને પસંદ નહિ જ પડે. તેઓ ભાજીપાલો સાફ નથી કરતા ને તેમાં મસાલો પણ નથી નાખતા. વળી જે શાક કાફરાઓને સારૂં બને છે તે ગોરાઓને સારૂં બનેલા શાકની છાલ અથવા ડોલખાં ઘણે ભાગે હોય છે. મસાલામાં નિમક સિવાય બીજું કંઇજ નથી આપવામાં આવતું. ચીનીનું તો નામજ ન હોય. એટલે ખોરાકની વાત બધાને અઘરી લાગી, છતાં અમે નિશ્ચય કર્યો કે સત્યાગ્રહી તે જેલવાળાની પાસે ફરગરતા નહિ જાય, તેમ તેઓની મહેરબાની પણ નહિ માગે. તેથી અમે ઉપરના ખોરાકથી સંતોષ માન્યો.

ગવર્નરે અમને પુછપરછ કરેની નેના જવાબમા તેને કહ્યુ કે "ખોરાક બરોબર નથી. પણ સરકારની પાસેથી અમે કઈ મહેરબાની નથી માગતા જો સરકારનેજ સૂઝે ને ફેરફાર કરે તો ઠીકજ છે. નહિ તો અમે જે ધારાસર ખોરાક મળે છે તેજ લઇશુ."

આવી અટક લાંબી મુદત નહિ ટકી બીજા માણસો જ્યારે આવ્યા ત્યારે અમે બધાએ વિચાર કર્યો કે બીજાઓને ખોરાકના દુઃખમાં સાથી કરવા તે ઠીક નહિ કહેવાય. તેઓ જેલમા આવ્યા તેજ બસ ગણાય અને તેઓને ખાતર સરકારની પાસેથી જુદી માગણી કરવી એ બરોબર છે. એવા વિચારથી ગવર્નરની આગળ તે બાબતની વાતચિત કરવાનુ શરૂ કરી દીધુ, ગવર્નરને કહ્યુ કે જો કે અમે ગમે તે ખોરાક લઇશુ તો પણ અમારી પછીના તેમ કરી નહિ શકે. ગવર્નરે તે બાબત વિચાર કર્યો ને જવાબ આપ્યો કે "મા ત્ર ધર્મને ખાતર નોખી રસોઇ કરવી હોય તો તે કરવાની રજા મળી શકશે, પણ ખોરાક તો અપાય છે તેજ મળશે. બીજો ખોરાક આપવો તે મારા હાથમાં નથી"

દરમીયાન ઉપર જણાવ્યા પ્રમાણે ચૌદ બીજા હીંદી આવી પહોચ્યા, તેઓમાંના કેટલાકે તો પુપુ લેવાની ચોખ્ખી ના પાડી ને ભુખ વેઠવા લાગ્યા તેથી હું જેલના ધારા વાંચી ગયો અને તેમાં મે જોયુ કે આવી બાબતની અરજી ડીરેક્ટર ઓફ પ્રીઝન (જેલ ખાતાના વડા) ને થઇ શકે તેથી ગવર્નરની પાસે અરજી કરવાની પરવાનગી માગી ને નીચે પ્રમાણે અરજી મોકલી.

"અમે નીચે સહી કરનાર કેદીઓ અરજી કરીએ છીએ કે અરજદાર બધા એશિયાટીક છે અને કુલ એકત્રીસ કેદી છે. તેમાંના અઢાર હીંદી છે અને બાકીના ચીના છે.

અઢાર હીંદીને પોતાના ખોરાકને સારૂ સવારે પુપુ મળે છે બાકીનાને ખોગાકમા ચાવલ તથા ઘી મળે છે, અને ત્રણ વખત બીનીસ, તથા ચાર વખત પુપુ મળે છે શનીવારને દહાડે પટેટા અને રવીવારે લીલોતરી આપવામા આવતાં હતાં ધર્મના કારણને લીધે અમે કોઇ ગોસ ખાઇ શકતા નથી—કેટલાકને બીલકુલ ગોસ ખાવાની બધી છે, અને કેટલાક હલાલ ગોસ નહિ હોવાથી ખાઇ શકતા નથી

ચીનાઓને ચાવલને બદલે મકાઇ મળે છે

બધા અરજદારને ઘણે ભાગે યુરોપીઅનોનો ખોરાક ખાવાની ટેવ છે અને તેઓ રોટી તથા અન્નની બીજી વસ્તુ ખાય છે,

અમારામાંના કોઇને પુપુ ખાવાની બીલકુલ ટેવ નથી તેથી કેટલાકને અજીરણ થઇ આવ્યુ છે

અમારામાંના સાત જણે તો બીલકુલ સવારનો ખોરાક લીધોજ નથી, માત્ર કોઇ વખતે કેટલાક ચીના કેદીને રોટી મળતી હતી, તે માથી તેઓએ દયા ખાઇ એક બે ટુકડા આપેલા તે ખાધેલા હતા, આ હકીકત અમે ગવર્નરની આગળ રજુ કરી ત્યારે ગવર્નરે જણાવ્યુ કે તમે ચીનાઓની પાસેથી રોટી લીધી તે ગુન્હો કર્યો કહેવાય.

અમારી સમજ પ્રમાણે ઉપરનો ખોરાક એ તદ્દન અસુખતો છે

તેથી અમે અરજ કરીએ છીએ કે યુરોપીઅન ધારા પ્રમાણે પુપુ છોડીને અમને ખોરાક મળવો જોઇએ અથવા તો એવી જાતનો ખોરાક મળવો જોઇએ કે જેથી કરીને અમારો નીભાવ થઇ શકે, જે ખોરાક અમને મળે તે ખોરાક અમને પરેડી ટેવ અને અમારા રીતરિવાજને અનુસરનો હોવો જોઇએ,

આ કામ ઘણુ ઉતાવળનુ છે તેથી અરજદારો અરજ ગુજારે છે કે જવાબ અમને તારથી મળવો જોઇએ, "

ઉપર પ્રમાણે અરજીમાં અમે એકત્રીસ માણસે સહી કરેલી, સહી થયા બાદ અરજી જતી હતી તેવામાં બીજા ૭૬ હીંદી આવ્યા તેઓને પણ પુપુ તરફ તિરસ્કાર હતો, તેથી અરજીની નીચે એક કલમ નાખી કે ૭૬ માણસો આવ્યા છે અને તેઓને પણ ઉપરની હરકત નડે છે તેથી તુરત બંદોબસ્ત થવો જોઇએ, આ અરજી તારથી મોકલવા મેં ગવર્નરને વિનંતિ કરી, તેથી તેણે ટેલીફોનથી ડીરેકટરની પરવાનગી માગી ને તુરત પુપુને બદલે ચાર આઉંસ રોટીનો હુકમ કર્યો, લોકો બધા બહુ રાજી થયા, એટલે સવારના ૨૨ મી તારીખથી અમને ચાર આઉંસ રોટી મળતી અને સાંજના પણ પુપુને દહાડે રોટી મળતી, સાંજના આઠ આઉંસ એટલે અરધી રોટીનો હુકમ હતો, આ બંદોબસ્ત માત્ર બીજો હુકમ થતાં સુધીને સારૂજ હતો, ગવર્નરે આ સવાલને સારૂ કમીટી બેસાડી હતી; અને છેવટે આટો, ઘી, ચાવલ, તથા દાળ એમ આપવાની વાત ચાલી રહી હતી, તેવામાં અમારો છુટકારો થયો એટલે વિશેષ કંઇ થયું નહિ,

પ્રથમ જ્યારે અમે આઠજ જણ હતા ત્યારે અમે કોઇ રાંધતા નહી, ચાવલ ઠીક નહિ બનતા; ને જ્યારે લીલોતરીની વારી આવી ત્યારે લીલોતરી ઘણીજ ખરાબ રંધાતી તેથી અમે રાંધવાની પણ પરવાનગી મેળવી, પહેલે દહાડે મી. કડવા રસોઇ કરવા ગયા, ત્યારબાદ મી, થંબી નાઇડુ તથા મી, જીવણ તે બે રસોઇ કરવા જતા, તેઓએ છેલ્લા દહાડાઓમાં રોજ દોઢસો માણસ જેટલાની રસોઇ કરેલી, રસોઈ કરવા એક વખત જવું પડતું. અઠવાડીઆમાં બે વખત લીલોતરીની વારી આવતી ત્યારે રોજ બે વખત જવું પડતું. મી, થંબી નાઇડુની મહેનત ઘણીજ સરસ હતી, બધાઓને વહેંચી આપવાનું કામ મારા હાથમાં હતું,

ઉપરની અરજીમાં વાંચનાર જોઈ શકશે કે હમ એવી આપી છે કે ખાસ અમારે જ જુદો ખોરાક જોઇએ છીએ એમ નથી, પણ હીંદી કેદી માત્રને સારૂં ફેરફાર થવો જોઇએ, ગવર્નરની સાથે વાત પણ એવાજ પ્રકારની થતી હતી, અને ગવર્નરે કબુલ કરેલું, હજુ ઉમેદ રાખી શકાય છે કે જેલમાં હીંદી કેદીના ખોરાકનો સુધારો થઇ શકશે.

વળી ચીનાઓ ત્રણુનેજ અમારાથી જુદો ખોરાક ચાવલને બદલે મળતો હતો તેથી કચવાટ રહેતો, ચીનાઓને અમારાથી નોખા તથા હલકા ગણ્યા એમ આભાસ આવતો હતો, તેથી તેઓનીવતી મેં ગવર્નરને તથા મી, પ્લેફર્ડને અરજી કરેલી અને છેવટે હુકમ મળ્યો કે ચીનાઓને હીંદીના જેવોજ ખોરાક આપવો,

ખોરાક વિષે વિચાર કરતાં યુરોપીયનોને શું મળે છે તેની સરખામણી કરવા જેવું છે, તેઓને સવારે નાસ્તામાં પુપુ તથા રોટી આઠ આઉંસ મળે છે, ખાણામાં પણ હમેશાં રોટીને સુપ, અથવા રોટીને ગોસ તથા સાંજે હમેશાં રોટી તથા પુપુ એટલે યુરોપીઅનને રોટી ત્રણ વખત મળે તેથી પુપુ હોય યા ન હોય તેની દરકાર ન રહી, વળી ગોસ અથવા સુપ હમેશાં મળે એટલે તે પણ તેને વધારામાં થયું, આ સિવાય ધરૂી વેળા તેઓને ચા અથવા કોકો પણ મળે છે. આ જોતાં કાફરાઓને પોતાને રૂચતો, અને યુરોપીઅનને તેઓને રૂચતો ખોરાક મળ્યો, હીંદી બાપડા અધર લટકયા, તેઓને પોતાનો ખોરાક નહિ, યુરોપીઅનનો ખોરાક અપાય તો ગોરા લજવાય. હીંદીનો પોતાનો ખોરાક શું છે તેનો વિચાર શા સારૂં કરે ? એટલે તેઓને કાફરાઓની હારમાં મુકાઈ રીગાવુંજ રહ્યું.

આવુ અંધેર આજનગી નભી રહ્યુ છે તેમાં આપણા સત્યા ગ્રહની હુ ખામી ગણું છુ, એક રકમના હીદી કેદી તે ચોરીથી બીજો જોઈતો ખોરાક મગાવીને ખાય એટલે તેને ખોરાક બાબત ઇજા ભોગવવી પડે નહિ, બીજી રકમના હીદી કેદી તે જે ખોરાક મળે તે ખાઇ શકે અને પોતાની ઉપર પડેલાં દુખની કહાણી કહેતાં શરમાય અથવા તો બીજાને સારૂં કઇ ચિંતા ન રાખે તેથી બહારના અંધારામાં રહે જો આપણે સત્યને વળગી રહીએ અને જ્યા અન્યાય થાય ત્યાં ઉકળી રહીએ તો આવી ઇજા ઉપાડવી પડેજ નહિ આપ સ્વાર્થ છોડી પરમાર્થ ઉપર નજર રહે તો દરદના ઇલાજો તુરત મળી રહે છે

પણ જેમ આવી જાતની ઇજાના ઇલાજ કરવાની જરૂર છે તેમ બીજો વિચાર કરવાનીએ જરૂર છે કેદી હોઇને કેટલાંક સંકટ સહન કરવાં ઘટે છે જો કઇ ઇજા ન હોય તો કેદી શાના ? જેઓ પોતાના મનને મારી શકે છે તેઓ ઇજામાંજ સુખ માની જેલમાં લહેર કરી શકે છે છતાં ઇજા છે તે વાત તેઓ ભુલતા નથી તેઓએ બીજાને ખાતર ભુલવુ પણ ન જોઇએ વળી આપણે આપણા બધા રીવાજો એવી હઠથી પકડી રાખીએ છીએ કે તેમાં કઇ ફેરફાર થવાની જરૂર છે, 'દેશ તેવો વેશ' એ કહેવત જગજાહેર છે આપણે દક્ષિણ આફ્રિકામા રહી અહીનો મારો ખોરાક હોય તેની ટેવ પાડવી જોઇએ, પુપુ એ ઘઉની જેમ સારો, સાદો અને સોંઘો ખોરાક છે તેમાં સ્વાદ નથી એમ પણ નહિ કહેવાય કેટલીક વેળા ઘઉથી પુપુ ચઢી જાય છે, વળી મારા વિચાર પ્રમાણે તો જે દેશમાં આપણે રહેતા હોઇએ તે દેશના માનને ખાતર તેની જમીનમાં જે ખોરાક પેદા થતો હોય તે ખોરાક જો ખરાબ ન હોય તો લેવો ઘટે

છે, ઘણા ગોરાઓ પોતાને પસંદ છે તેથી પુપુ હમેશાં સવારે ખાય છે, તેની સાથે દુધ અથવા શકર અથવા ઘી લેવાથી તે સ્વાદિષ્ટ બને છે, એટલે આવાં કારણોને લઇને તેમજ આપણે હજુ ફરી જેલમાં ઘણી વખત જવું પડશે. તેથી પણ પુપુ ખાવાની આદત દરેક હીદીએ પાડવાની જરૂર છે, એમ આપણે કરશુ તો જ્યારે પુપુ માત્ર નીમકની સાથે ખાવાનો વખત આવશે ત્યારે બહુ કંઇક નહિ જણાય. આપણી કેટલીક આદતો દેશના ભનાને સારૂં આપણે છોડયા વિના છુટકોજ નથી. જે જે પ્રજાઓ આગળ વધી છે તે તે પ્રજાએ જેમાં મુદાની વાત નથી તેમાં જતું કર્યુ છે મુક્તિફોજ વાળા તો જે દેશમાં જાય તે દેશના ખરાબ ન હોય તેવા રિવાજો, પોશાક વિગેરે ધારણ કરી લોકોનાં મન હરી લે છે.

## દરદીઓ.

અમે દોઢસો જેલીમાંથી એક પણ માંદગી નહિ ભોગવત તો બહુ તાજુબી ગણાત, પ્રથમ દરદીમાં મી. સમુંદરખાન હતા. તેને તો જેલમાં આવ્યા ત્યારેજ દરદ હતું તેથી તેને આવવા પછી બીજેજ દિવસે ઇસ્પીતાલમાં લઇ ગએલ મી. કડવાને સધીવાની બીમારી હતી. કેટલાક દહાડા તો કેદખાનામાંજ મલમ વિગેરે દવા ડાકટર પાસેથી લીધી. પણ પાછળથી તે પણ ઇસ્પીતાલમાં ગયા. બીજા બે કેદીને ચારી આવવાથી ઇસ્પીતાલમાં લઇ ગએલા. હવા ઘણી ગરમ હોવાથી, અને કેદીઓને બહાર તડકામાં રહેવુ પડતું તેથી કોઇ કોઇને ચારી આવી જતી, તેઓની સારવાર જેટલી બને તેટલી થતી, છેલ્લા દિવસોમાં મી. નવાબખાન પણ માંદા પડી ગયા હતા, અને જુદવાને હાડે તેને હાથે દોરવા પડયા હતા. ડાક્ટરે તો દુધ

વિગેરે આપવાનો હુકમ કર્યા બાદ તેની તબીયત કંઈક ઠીક થઇ, છતાં એકદરે સત્યાગ્રહી કેદીઓની તબીયત ઠીક રહેતી હતી એમ કહી શકાય.

## જગાની તંગી.

હું આગળ કહી ગયો છુ કે જે કોટડીમાં અમને પુરવામા આવતા હતા તે કોટડીમા માત્ર એકાવન કેદી રહી શકે તેટલો મારગ હતો ફળીયુ પણ તેટલાજ કેદીને સારૂ હતું, છેવટે જ્યારે એકાવનને બદલે એકસો એકાવન કરતા વધારે કેદી થયા ત્યારે બહુ મુશ્કેલી આવી પડી ગવર્નરે તબુ બહાર નખાવ્યા અને ત્યાં ઘણાને લઈ જવામાં આવતા હતા, છેવટના દિવસમા એક સો કેદી બહાર સુવા જતા, પણ તેઓને સવારના પાછા લાવતા. એટલે ફળીયુ તો એકદમ સાંકડું પડયુ તેટલી જગ્યામા બહુ મુશ્કેલીથી કેદીઓ રહી શકતા હતા, તેમા વળી જ્યારે આપણી કુટેવ પ્રમાણે આપણે જ્યાં ત્યા થુંકીએ ત્યારે જગ્યા બહુ ગદી થવાનો અને પછી મદવાડ લાગુ પડવાનો સંભવ હતો, સારે નશીબે લોકોને સમજાવતાં તેઓ માનતા, અને ફળીયુ સાફ રાખવામાં મદદ કરતા. ઘણીજ કાળજી ફળીયુ તથા જાજરૂ તપાસવામા રખાતી હતી, તેથીજ લોકો માદગીમાથી બચી શકેલા, આટલા કેદીઓને એવી સાંકડમાં રાખ્યા તેમા સરકાર ગુન્હેગાર છે એમ સહુ કોઇ કબુલ કરશે જો જગોની તંગી હતી તો સરકારને લાજમ હતુ કે એટલા કેદીને નહિ મોકલવા જોઇતા હતા. જો લડત લાગી ચાલી હત તો સરકાર કદી વધારે કેદીનો સમાવેશ નહિ કરી શકત.

## વાંચન.

હું અગાઉ જણાવી ગયો છુ કે જેલમા અમને ટેમસ સળ-

વાની ગવર્નરે રજા આપી હતી. સાથે ખડીઓ કલમ વિગેરે પણ આપ્યા હતાં, જેલને લગતી લાયબ્રેરી છે તેમાંથી કેદીઓને ચોપડીઓ મળે છે, તેમાંથી મેં કારલાયલના પુસ્તક તથા બાઇબલ લીધાં હતાં, ચીનો ઇન્ટર પ્રીટર આવતો તેની આગળથી અંગ્રેજી કુરાન શરીફ, હકસલીના ભાષણો, બરનસ, જોનસન અને સ્કોટની જીંદગીના કારલાયલે લખેલા વૃત્તાંત તથા બેકનના નીતિ વિષેના નિબંધો એટલાં પુસ્તક લીધાં હતાં, મારી પોતાની ચોપડીઓમાંથી મણીલાલ નથુભાઇની ટીકાવાળું ગીતાજી, તામીલ પુસ્તકો, મૌલવી સાહેબે આપેલ ઉરદુ કિતાબ, ટોલસ્ટોઇનાં લખાણ, રસકીન તથા સોક્રેટીઝનાં લખાણ એવાં પુસ્તકો હતાં. એમાંનાં ઘણાં ખરાં પુસ્તકો જેલમાં મેં વાચ્યાં અથવા ફરી વાંચ્યાં હું તામીલ અભ્યાસ નીયમસર કરતો હતો. સવારમાં ગીતાજી, ને બપોરે ઘણું ખરૂં કરી કુરાન શરીફમાંથી વાચતો. ગાળે મી. ફોરટુનને બાઇબલ શીખવતો. મી ફોરટુન પોતે ચીનાઇ ખ્રિસ્તી છે. તેનો અંગ્રેજી ભણવાનો ઇરાદો થવાથી તેને બાઇબલ મારફતે અંગ્રેજી શીખવતો. બે માસ પૂરી જેલ ભોગવવાનું બન્યું હત તો કારલાયલના એક પુસ્તકનો તથા રસકીનના પુસ્તકનો તરજુમો પુરો કરવાની ઉમેદ હતી. હું માનું છું કે ઉપરના પુસ્તકોમાં હું ગીરફતાર રહી શકતો હતો તેથી મને બે માસની વધારે જેલ મળત તો પણ હું કાયર નહિ થાત એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં હું ઉપયોગી વધારો કરી શકત. એટલે સમુદ્રો સુખ એમાં રહેત. વળી હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાચવાનો શોખ છે તે ગમે તે જગ્યાએ એકાંત સહેલાઇથી વેઠી શકે છે.

મારા સિવાય જેલી ભાઇઓમાં વાચનારા મી. સી એમ.

પીલે, મી. નાઇડુ તથા ચીનાઓ હતા. બંને નાઈડુએ ગુજરાતી શીખવાનું શરૂ કર્યું હતું. ઉવટના ભાગમાં કેટલીક—ગુજરાતી ગાયનોની ચોપડી આવી હતી તે ઘણા જણ વાંચતા હતા. પણ આને હું વાંચન ગણતો નથી.

કવાયત.

જેલમાં વાંચવામાં આખો દિવસ નહિ ગાળી શકાય. અને તેમ બને તો પણ તે અંતે નુકશાનકારક નીવડે એમ જાણવામાં હતું. તેથી મહામુશીબતે દરોગાની પાસેથી કસરતની કવાયત શીખવાની પરવાનગી ગવર્નર પાસેથી લીધી. દરોગો બહુ ભલો હોવાથી અમને ઘણી ખુશીથી સાંજ સવાર કવાયત આપતો તે ઘણીજ ફાયદાકારક હતી. લાંબી મુદત તે કવાયત ચાલુ રહી શકત તો અમને બધાને બહુ ફાયદો થાત પણ જ્યારે ઘણા કેદી એકઠા થયા ત્યારે દરોગાનું કામ વધ્યુ, ને ફળીયું સાંકડું પડયું. આવાં કારણોથી કવાયત બંધ રહી. તોપણ મી. નવાબખાન સાથે હતા એટલે તેની મારફતે થોડી ઘણી પણ ઘરઘરાઉ કવાયત ચાલતી હતી.

વળી ગવર્નરની પરવાનગી મેળવીને અમે સીવવાના સચાનો ઉપયોગ કરવાનુ કામ પણ લીધું હતુ. તેમાં કેદીઓનાં પાકીટ કરવાનું શીખતા હતા. મી ટી નાયડુ તથા મી. ઇસ્ટન આવા કામમાં હોશીઆર હોવાથી તેણે તો તુરત શીખી લીધું. મને ઘણ્ઠ બેમતાં વખત ગયો. હજુ પુરૂં શીખાયું નહિ તેવ માં કેદીઓ એકદમ વધી પડયા એટલે તે કામ અધુરૂ રહ્યુ. આ ઉપરથી વાંચનાર જોઇ શકે છે કે માણુસની ઇચ્છા હોય તો તે જંગલમાં મંગળ કરી શકે છે આમ એક પછી એક એમ કામ શોધીને કર્યા કરત તો કોઇ કેદીને જેલનો વખત ભારે નહિ લાગત; પણ તે પોતાના જ્ઞાનમાં ને શક્તિ વધારો કરીને બહાર નીકળત. એવા દાખલા જોવામાં આવ્યા છે કે

કેદમાં સારી નિયતવાળા માણસોએ બહુ ભારે કામો પણ કર્યા છે. જોન બનીયને કેદમાં અતિ દુઃખો વેઠીને દુનિઆમાં અમર થએલુ 'પીલગ્રીમસ પ્રોગ્રેસ' નામનું પુસ્તક લખ્યું. તે પુસ્તક અંગ્રેજો બાઇબલથી બીજે દરજ્જે ગણે છે. મી. તીલકે મુબઇની જેલમાં નવ માસમાં પોતાનુ 'ઓરાયન' નામનું પુસ્તક લખ્યું. એટલે જેલમાં કે બીજી જગ્યોએ સુખ પામીએ કે દુઃખ, સારા થઇએ કે નઠારા, તેનો આધાર ઘણે ભાગે આપણા પોતાના મન ઉપર રહે છે.

## મુલાકાત.

જેલમાં અમને મળવાને કેટલાક અંગ્રેજો આવતા. સાધારણ નિયમ એવો છે કે એક મહિનાથી અંદર કોઇપણ કેદીની મુલાકાતે કોઇ આવી શકે નહિ. ત્યાર પછી દર માસે એક રવિવારે એક જણને મળવાની છુટ આપવામાં આવે છે. આ નિયમમાં ખાસ કારણ સર ફેરફાર કરવામાં આવે છે. એવા ફેરફારનો લાભ મી. ફીલીપ્સે લીધો, અમે જેલ પહોંચ્યા તેને બીજેજ દહાડે મી. ફેરફુન જે ખ્રીસ્તી ચીના છે તેને કેદમાં મળવા સારૂં મી. ફીલીપ્સે પરવાનગી મેળવી, અને તે તેને મળી. મી. ફેરફુનને મળતાં તેઓ સાહેબ અમને બીજા કેદીઓને પણ મળ્યા, અમને બધાને હીંમતના વેણ ભણાવ્યાં ને પછી તેમના રિવાજ પ્રમાણે ખુદાની બંદગી કરી. મી. ફીલીપ્સ આમ ત્રણ વખત મળી ગએલા તેજ મુજબ મી. ડેવીસ કરીને બીજા પાદરી છે તે પણ મળી ગયા.

મી. પોલાક તથા મી. કોઅન ખાસ રજા મેળવીને એક વખત મળવા આવ્યા હતા, તેને તો માત્ર ઓફીસના કામ બાબત આવ-વાની પરવાનગી હતી, આમ જેઓ મળવા આવે તેની સાથે હમેશાં દરોગા હોય છે ને જે વાત થાય તે તેની સમક્ષજ કરી શકાય

મી કારટરાઈટ 'ટ્રાંસવાલ લીડર'ના અધિપતિ ખાસ પરવાનગી મેળવી ત્રણ વખત મળી ગયા, તેઓ સાહેબ સુલેહ કરાવવાના હેતુથીજ આવતા એટલે તેને ખાનગીમાં (દરોગાની ગેરહાજરીમા) મળવાની પરવાનગી હતી હીંદી કોમ શુ કબુલ કરશે એનો વિચાર તેઓ સાહેબ પહેલી મુલાકાતે કરી ગયા હતા બીજી મુલાકાતે તેમણે તથા બીજા અગ્રેજ આગેવાનોએ ઘડેલ કાગળ લઇને તેઓ આવ્યા તે કાગળમા કેટલાક ફેરફાર કર્યા પછી મી ક્વીન, મી. નાયડુએ તથા મ્હે સહી કરી આ કાગળ અને સમાધાની વિષે 'ઓપિનિઅન'મા બીજી જગાએ બહુ લખાઈ ગયુ છે એટલે અહીં વધારે લખવાની જરૂર નથી.

ચીફ માજીસ્ટ્રેટ મી પ્લેફરડ પણ એક વખત મળવા આવેલા તેને તો હમેશાં મળવાનો હક્ક છે, અને તે કંઈ ખાસ અમનેજ મળવા આવેલા એમ ન ગણાય, છતા અમે બધા કેદમાં હતા તેથી ખસુસ વખત રોકી આવેલા એમ કહેવાય છે.

## ધર્મનો અભ્યાસ.

કેદીઓને ધર્મનો અભ્યાસ મળવો જોઇએ, એમ આ જમાનામાં પશ્ચિમના મુલકમા બધી જગોએ રિવાજ જોવામાં આવે છે, તેથી જોહાન્સબરગની જેલમાં કેદીઓને સારૂં ખાસ દેવળ છે, આ દેવળ ખ્રીસ્તીઓનેજ સારૂ છે દેવળમા માત્ર ગોરા કેદીઓનેજ જવા આપે છે, મે મી કોરડુન તથા મારે સારૂં ખાસ માગણી કરી પણ ગવર્નરે જણાવ્યુ કે તે દેવળમાં માત્ર ગોરા ખ્રીસ્તી કેદીઓજ જઇ શકે દરેક રવિવારે આ દેવળમા ગોરા કેદીઓ જાય છે ને ત્યાં જુદા જુદા પાદરીઓ ધર્મનુ શિક્ષણ આપે છે

કાફરાઓને સારૂં પણ ખાસ પરવાનગી લઈ કેટલાક પાદરીઓ આવે છે, કાફરાઓને સારૂં દેવળ નથી. તેથી તેઓ જેલના મેદાનમાં બેસે છે. યહુદીઓને સારૂ તેઓના પાદરી આવે છે.

પણ હીંદુ મુસલમાનને સારૂં તેવું કંઈજ નથી, હકીકતમાં કેદી ઘણા હોતા નથી. છતાં ધર્મને સારૂ કેદમાં કશું સાધન નથી એ હીંદી કોમને હીણપત લગાડનારૂં છે, આ બાબત બન્ને કોમના આગેવાનોએ વિચાર કરી બન્ને ધર્મનું શિક્ષણ એક હીંદી કેદી હોય તેને પણ આપવા વિચાર કરવો ઘટે છે; આવું કામ કરવાને મોલવી તથા હીંદુ ધર્મગુરૂ સ્વચ્છ દીલના હોવા જોઈએ, નહિ તો શિક્ષણ વ શુળરૂપ થઈ પડવાનો સંભવ છે.

## અંત.

ઘણું ખરૂં જે જાણવા જેવુ હતું તેનો સમાવેશ ઉપરનામાં થઈ જાય છે, કેદમાં કાફરાઓની સાથે હીંદીની ગણત્રી થાય છે તેને વિષે વધારે વિચાર કરવો ઘટે છે, ગોરા કેદીઓને સુવાને ખાટલી મળે છે. દાત સાફ કરવાને દાતણુ, તથા નાક મોઢું સાફ કરવાને ટુવાલ ઉપરાંત રૂમાલ મળે છે, આ બધું હીંદી કેદીને કેમ ન મળે એ તપાસવા જેવુ છે.

આની બાબતમાં આપણે કપાં પડીએ એમ કોઈએ ધારવાનું નથી, ટીપે ટીપે સરોવર ભરાય એ કહેવત પ્રમાણે ઝીણી બાબતો વડેજ આપણું માન વધે અથવા જાય, જેનું માન નથી તેનો ધર્મ નથી એવું આપણે અરબી જ્ઞાનના પુસ્તકમાં વાંચી ગયા. પ્રજાઓ મોટી થઇ છે તે ધીમે ધીમે પોતાનું માન જાળવીને થઈ છે, માન એટલે ઉછાંછળાપણું નહિ, પણ ડરથી કે આળસથી જે આપણને ઘટે છે તે જવા નહિ દેવુ એવી મનની સ્થિતિ અને તે પ્રમાણેનું આચરણ એ ખરૂં માન છે. આવું માન તેજ માણસ જોઈ શકે છે

કે જેનો ખરો વિશ્વાસ-આધાર ખુદા-ઇશ્વર ઉપર છે, મારો ચોકસ અભિપ્રાય છે તે હરકોઇ કાર્યમાં ખરૂં જાણવું ને ખરૂં કરવું એનો ગુણ જે માણસને ખરી શ્રદ્ધા નથી તેને હોઇ શકતો નથી ".

## પ્રકરણ ૧૨ મું.

### ગાંધીજીને બીજી અને ત્રીજીવાર કેદની શિક્ષાઓ.

સત્યાગ્રહની લડતમાં નાતાલથી પાછા આવતાં સને ૧૯૦૮ માં તેમણે પોતાનું સર્ટિફીકેટ બતાવ્યું નહિ, દરેક માણસ જાણતા હતા કે તેમને સર્ટીફીકેટ મળ્યું હતું પણ જ્યારે સમાધાનીની સરતો પ્રમાણે વર્તવા ના પાડી ત્યારે બીજા લોકોની સાથે તેમણે પણ તે બાળી નાંખ્યુ હતું તેમના ઓળખાણને માટે તેમની પાસેથી અંગુઠાની નિશાનીઓ માગવામાં આવી પણ તે તેમણે આપવા ના પાડી, આવા બહારના દેખાવની કાંઇ પણ જરૂર નહોતી પણ તેમ કરવાથી તે ચાલુ કાયદો અંગીકાર કરતા હતા એમ અર્થ થઇ શકતો હતો આથી તેમને બીજીવાર બે મહિનાની સખત મજુરીની કેદની શિક્ષા કરવામાં આવી હતી.

આવી રીતે બધા એશિયાવાસીઓએ પણ કરવા માંડયું અને થોડાજ દિવસમાં ફેરીઆઓને વગર પરવાને ફેરી કરવામાટે પકડવામાં આવ્યા. ત્યારે શ્રીમંત અને કેળવાયલા લોકો ફેરી કરવા લાગ્યા. મસીદના ઇમામ સાહેબ, બ્રિટિશ ઇન્ડીઅન એસોસીએશનના પ્રમુખ, ચાઇનીસ એસોસીએશનના પ્રમુખ અને બીજા ઘણા શાકભાજી લઇ, કાપડની ગાંસડીઓ લઇ શેરીમાં ફેરી કરવા લાગ્યા, ગાંધીજીને કેદમાં

કેદીઓના જેવો પહેરવેશ પહેરાવી વોક્સરસ્ટની પ્રદર્શનવાળી જમીન ઉપર કામે લગાડ્યા હતા, ગાંધીજીને સજા કરતાં ન્યાયાધિશ બોલ્યા હતા કે મી. ગાંધી આ અદાલતના અને મહર અદાલતના એક અમલદાર છે તેમને આવી સ્થિતિમાં જોઈ મને ઘણી દિલગીરી થાય છે, તે આ દુઃખ પોતાના દેશના લાભ માટે ઊઠાવે છે, પણ મને તો તેથી ઉત્સાહ ખ્યાલ આવે છે.

આ સાંભળી તે વખતે ગાંધીજી ન્યાયાધિશના સામે જોઈ બોલ્યા કે: "મેં મારી નોંધનું સર્ટીફીકેટ રજુ કરવા અને મારા અંગુઠા અને આંગળીઓની નિશાની આપવા ના પાડી તેથી મને લાગે છે કે મારે કાંઈ ખુલાસો કરવો જોઈએ, સરકાર અને હિન્દી અંગ્રેજી રૈયત જેનો બ્રિટિશ ઇન્ડીઅન એસોસીએશનના મંત્રી તરીકે હું પ્રતિનીધી છું, તે બે વચ્ચે સને ૧૯૦૭ના નંબર બેના એશિયાટિક કાયદા વચ્ચે મતભેદ ચાલે છે અને મેં પુખ્ત વિચાર કરી મસલત આપી છે કે તેઓએ કાયદાના મુખ્ય બંધનને તાબે ન થવું, છતાં કાયદાને માન આપનાર પ્રજા તરીકે તેમાં ઠરાવેલી શિક્ષાને તાબે થવું, બધાની સાથે હું માનું છું કે તેમાં ખચીત કરીને એક એવી વાત છે કે જે અમારાં દીલને દુભાવે છે અને એ કાયદો અમને પસંદ નથી, એ બનાવવાનો એકજ રસ્તો છે, અને તે એ કે અમારે તેમાં ફરમાવેલી શિક્ષા ભોગવવી, મેં બીજાઓને પણ સલાહ આપી છે કે સને ૧૯૦૮ના ૩૬ મા કાયદાને તાબે થવાની ના પાડવી અને અદાલત જે શિક્ષા ફરમાવશે તે ભોગવવાને હું તૈયાર છું."

ગાંધીને સજા કરી ટ્રાન્સવાલની બીજી જેલોમાં બીજા હિન્દીઓની સાથે તેમને કેદમાં મોકલ્યા. ગાંધીને ભગવદ્ગીતામાં કહ્યા પ્રમાણે:

## પ્રકરણ ૧૩ મું.

### સત્યાગ્રહની લડતની જીત.

ગાંધીજી જેલમાં જવાથી બીજા હિન્દીઓએ પોતાના પ્રાણનો પણ મોહ છોડી દીધો અને તે સામે સખ્ત વિરોધ દર્શાવવા લાગ્યા, તે પછી ગાંધીજીને કેટલેક દિવસે છોડી મૂક્યા, તેમના છૂટયા પછી વળી સત્યાગ્રહ યુદ્ધની પ્રબળતા થઈ અને એકદમ પકડાપકડી ચાલી, આ જોઈ ગાંધીજીએ પોતાના પ્રાણપ્રિય મિત્ર મી પોલાકને આ યુદ્ધની ખબર આપવા હિંદ મોકલ્યા અને પોતે કેટલાક મિત્રોની સાથે આ બાબતની ચળવળ કરવા ઈંગ્લાંડ ગયા, આથી બ્રિટીશ ગવર્નમેન્ટે આ પ્રકારનો અત્યાચાર ન કરવા આફ્રિકન સરકારને હુકમ કર્યો, આની પણ કાંઈ અસર થઇ નહિ.

તે પછી આફ્રિકાની સરકારે હિંદીઓને માટે એક બીજો કાયદો ઘડયો, તે કાયદાના આધારે હિન્દુ તેમજ મુસલમાનોનાં જે પોતપોતાના ધર્મપૂર્વક લગ્ન થતાં હતાં તેની પવિત્રતાની મર્યાદાનો ભંગ થતો હતો, આથી સ્ત્રીઓ પણ સત્યાગ્રહ યુદ્ધમાં જોડાઈ જેલમાં જવા લાગી. મી. પોલાકે હિંદ આવી ઠેકાણે ઠેકાણે ભાષણો આપી પ્રજા અને ગવર્મેન્ટના કાન ઉઘાડયા, કેટલાક દિવસો પછી સ્વ. શ્રીયુત ગોપાળકૃષ્ણ ગોખલે હિંદના પ્રતિનિધિ થઇ અહિંની દશાની તપાસ કરવા માટે આવ્યા, તેમણે ત્યાં તપાસ કરી પાછા હિંદ આવ્યા પછી આખા દેશમાં દક્ષિણ આફ્રિકાના દુઃખની વાત જણાવી, તેમણે સને ૧૯૧૧ માં બાંકીપુર કોંગ્રેસમાં આફ્રિકાની કહાણી પોતાના ભાષણમાં જણાવી. તે સાંભળી ઘણાના મનમાં લાગી આવ્યું હતું.

લડતી ચળવળ તેમની રહબરી હેઠળ ચાલી અને અંતે અમુક અંશે પણ વધારતી હિંદીઓના હક્કો-ભોગવતા હતા તેટલાજ— જળવાય એવી ગોઠવણ સરકાર પાસે કરાવી શક્યા છે.

## હિંદીઓની રાજનિષ્ઠા.

સત્યાગ્રહની હિલચાલ સંબંધમાં એ એક ખાસ જાણવા જોગ છે કે, હિંદીઓએ કોઈ રીતે પોતાની આ શાંત અવરોધના સમયમાં બળજોર વલણ પકડી નહીં; એટલુ જ નહી પણ આ હિલચાલ દરમિયાનની સરકાર જ્યારે કાફરો અને બીજા લોકોના બળવા વેળા વિષમ સ્થિતિમાં આવી પડતી ત્યારે પોતાના શાંત અવરોધને પડતો મુકી તેની વહારે ધાયા છે અને તેની તરફ અડગ રાજભક્તિ દર્શાવી હતી. બોઅર વિગ્રહ, ઝુલુ લોકોનો બળવો, ખાણવાળાઓની હડતાલ, એઓના જાગતાજીવતા દાખલા છે. છેવટે આ વિગ્રહવેળા હિંદ જેમ એક રાજનિષ્ઠ બ્રિટીશ પ્રજા તરીકે બ્રિટીશ સામ્રાજ્યને પડખે ખડું થયું હતું તેમ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પણ પૂર્ણ રાજનિષ્ઠા દાખવી ત્યાંની સરકારને દરેક પ્રકારે સહાયતા આપવા તત્પર થયા હતા. જ્યારે કેટલાક વલંદાઓએ બળવો જગાડવાનું અને સરકારને મુશ્કેલીમાં ઉતારી જર્મન પક્ષે ભળવાનું જાણીતું છે.

## ગત મહાન લડાઈમાં સેવા

આ સર્વ કરીને તેઓ આફ્રિકામાંથી નિવૃત્ત થઈ સ્વદેશ પાછા ફરતાં વચમાં ઈંગ્લાંડ ગયા હતા. ત્યાં કેટલાક કામ પ્રસંગે તેમજ માંદગીથી તેઓ રોકાયા હતા. દરમ્યાન યુરોપી યાદવાસ્થળી ચાલી એટલે તેમણે વર્તમાન વિગ્રહમાં હિંદી સૈનિકોની સારવારના ખાતામાં અગત્યનું કાર્ય ઉપાડ્યું હતું. આવા વીરલા સ્વદેશભક્તને અસંખ્ય-વાર ધન્ય છે.

કર્યું છે, અમદાવાદની પ્રાન્તીક પરીષદ ભરાઇ હતી તે વખતે તેમણે આવી પરીષદોમાં માતૃભાષામાં બોલવા વિષે ભાષણ આપ્યું હતું. તેમજ તે વખતે હોમરૂલની ચળવળમાં મીસીસ એનીબેસેન્ટને સરકારે કેદ કરેલાં હોવાથી તેમને છોડી મુકવા સબંધી ઉત્તમ ભાષણ કર્યું હતુ, તે પછી ગોધરામાં ભરાયેલી રાજકીય પરીષદમાં તે પ્રમુખપદે બીરાજ્યા હતા અને ત્યાં તેમણે ઉત્તમ ભાષણ કર્યું હતું. તે વખતે લો. મ. તિલક અને ઓ. ખાપર્ડે પણ આવ્યા હતા. તેમણે અમદાવાદના મિલ મજુરોની સ્થિતિ સુધારવા માટે આગેવાની ભર્યો ભાગ લઇ તેમના પગારો વધારી અપાવ્યા હતા તે પછી કાઠીયાવાડ જતા વીરમગામમાં જકાત સબંધી ઉતારૂઓને ઘણાં વર્ષોથી ત્રાસ હતો, તે જકાત બંધ કરવા માટે તેમણે પ્રયત્ન કર્યો અને તેમાં પણ તેમને જય મળ્યો, અને ઘણા વર્ષથી જે જકાતનુ દુઃખ પ્રજાને સહન કરવું પડતું તે સરકાર પાસે બંધ કરાવ્યું.

## પ્રકરણ ૧૫ મું.

### ગાંધીજીએ હિંદમાં આવી ઉપાડેલું કામ

ચંપારણનો ઝઘડો—તે પછી બિહારમાં આવેલા ચમ્પારણ જીલ્લામાં સેંકડો વર્ષોથી ગળીના બગીચામાં અંગ્રેજ બગીચાવાળાઓથી મજુરોને જે ત્રાસ પડતો હતો અને જે સંકટો વેઠવા પડતાં હતાં તેની તપાસ કરવા માટે લોકોના આગ્રહથી પોતે ત્યાં ગયા. ત્યાં ગયા પછી ગોરાઓ પણ ગભરાયા, અને તેમાં વચ્ચે ન પડવા તેમને સરકારે પણ જણાવ્યું. તેમને તે પ્રદેશ છોડી જવા સરકારે

હુકમ આપ્યો, તે વખતે તેમણે તે હુકમનો ભંગ કર્યો અને પોતાના ઉપર કામ ચલાવવા માટે સરકારને આવાહન કર્યું. અંતે સરકારે તે હુકમ પાછો ખેંચી લીધો. તે પછી અહિંના લોકોનાં સંકટ દુર કરવા માટે એક કમીશન નીમ્યું અને તેમાં ગાંધીજીને પણ નીમ્યા, અને તેના પરિણામે ચંમ્પારણની પ્રજાનાં દુઃખ ઘણે ભાગે નષ્ટ થયાં.

**ખેડામાં સત્યાગ્રહ**—તે પછી ખેડામાં પાક સારો ન ઉતરવા છતાં પણ સરકારે મહેસુલ લેવાનો ઠરાવ કરવાથી તેમણે ખેડુતોને સત્યાગ્રહ કરવાની સલાહ આપી અને કોઈએ મહેસુલ ન ભરવું અને સરકાર જપ્ત કરી ઘરમાંથી લઇ જાય તો લઈ જવા દેવું, તેમ થતાં જેલ ભોગવવાને પણ તૈયાર થવું એવી સલાહ આપી. આથી ખેડા જીલ્લાના લોકોએ સત્યાગ્રહ આરંભ્યો અને કર ન ભર્યો. અંતે જે લોકોને પાક ન થયો હોય તેમનું મહેસુલ મુલતવી રાખવાનો સરકારને ઠરાવ કરવો પડયો, અને આ પ્રમાણે અહિં પણ મહાત્માજીની સત્યાગ્રહની લડાઇનો જય થયો.

**લડાઈમાં મદદ**—જેમ દક્ષિણ આફ્રિકામાં બોઅર લડાઇ વખતે ગાંધીજીએ સરકારને મદદ કરી હતી તેમ ચાલુ ભયંકર લડાઇ વખતે તેમણે અહિ પણ રીક્રુટો પુરા પાડી સરકારને મદદ કરી. જ્યારે હિંદ ઉપર હુમલો થવાનો ભય જણાયો ત્યારે સરકારે દેશના આગેવાનો અને રાજા મહારાજાઓની એક સભા દિલ્હીમાં બોલાવી અને સરકારને મદદ કરવાની અપીલ કરી. તેમાં ગાંધીજી પણ હતા. પણ તે સભામાં લો. મા. તિલક અને અલીભાઇઓને બોલાવેલા ન હોવાથી પોતે પહેલેજ દિવસે તિલક જેવાને સરકારે આમંત્રણ ન કર્યું તેનો વિરોધ દર્શાવી તે સભામાંથી ઉઠી ગયા હતા. પણ બીજે દિવસે ના. વાઇસરોયે

સમજાવ્યાથી સભામાં ગયા અને સરકારને મદદ કરવાને વચન આપ્યું. તેમણે ત્યાંથી પાછા ફરી ઠેકાણે ઠેકાણે સભાઓ ભરી કહ્યું કે: "જે દેશના લોકો લડાઈ કરવી જાણતા નથી, તેમને સ્વરાજ્ય મેળવવાનો અધિકાર નથી અને આવા સંકટ વખતે સરકારના પક્ષમાં રહી તેમને મદદ કરવી એ આપણું કર્તવ્ય છે. અને તેમના ઉપદેશથી સંખ્યાબંધ રીક્રુટો સરકારને પૂરાપાડી ઘણી મદદ કરી.

રોલેટ કાયદો—લડાઈ બંધ થતાં સરકારે રોલેટ કાયદો ઘડયો. આ વખતે આખા હિંદના વિરોધ છતાં તેમજ દેશના આગેવાનોનો મત ન હોવા છતાં, દેશના રાજનૈતિક ચળવળને મારી નાંખનાર ફાંસા રૂપી રોલેટ કાયદો સરકારે ઘડયો. તે કાયદાથી પોલીસને સારામાં સારા માણસને પણ પકડવાનો અધિકાર અપાયો હતો. આ કાયદો રદ કરવા માટે ગાંધીજીએ આગેવાની લીધી અને તેની શરૂઆત તા. ૬ ઠી એપ્રીલ સને ૧૯૧૯ ના રોજ આખા દેશમાં હડતાલ પાડી ઉપવાસ કરાવી પોતાનો વિરોધ દર્શાવી કરી તે દિવસે આખા દેશમાં શાંતપણે હડતાલ પડી. છતાં દિલ્હી. પંજાબ અને કલકત્તામાં અશાંતિ થતાં ગોળીઓ ચાલી. આ પછી ગાંધીજીએ કાયદા સામે સત્યાગ્રહ કરવાનો ઉપદેશ આપ્યો. અને તે પછી કાયદાઓ તોડવાની શરૂઆત થઇ.

સત્યાગ્રહ-ગાંધીજીને પકડવા—આ પછી ગાંધીજીએ પોતાને મળેલો કૈસરહિંદનો ઇલકાબ છોડી દીધો અને સત્યાગ્રહની શરૂઆત કરી. તે પછી પોતે મુબાઇથી પંજાબ જતા હતા તે વખતે તેમના ઉપર પંજાબમાં ન જવા અને મુબાઇ ઇલાકામાંજ રહેવાનો હુકમ નીકળ્યો. તે હુકમને તોડી તે પંજાબ જતા હતા ત્યાં રસ્તામાંથી તેમને પકડવામાં આવ્યા. આ ખબર

આખા દેશમા જે નેતામાં ફેલાઇ ગઇ અને જે આગેવાને આખા દેશના લાકાના દીલ જીતી લીધાં હતાં તેની ધરપકડની વાત જાણી દેશ ઉશ્કેરાયો અને એકી સાથે આખા દેશમા તોફાન થયાં. પંઝાબમાં, અમદાવાદમાં અને બીજે અનેક સ્થળે લોકો ઉશ્કેરાયા તાર તોડયા, રેલના પાટા ઉખેડી નાખ્યા, સરકારી મકાનો બાળ્યાં અને કેટલીક જગાએ યુરોપિયનોના ખૂન કર્યા તેના પરિણામે ઠામે ઠામે-તેમાં પંઝાબમાં તોફાનો થયા. પંઝાબમાં ગવર્નર ઓડવાયર અને જનરલ ડાયરે ગોળીબાર કરી ક્રુર અત્યાચાર કર્યો તેમના અત્યાચારથી કેટલાક નિર્દોષ માણસો પણ માર્યા ગયા માર્શલ લો, અમલમા મૂકાયો અને બ્રીટીશ ન્યાયને કલંક લગાડયુ આથી આખા દેશમાં ત્રાહી ત્રાહી પોકારાયો આથી પંઝાબ જતા ગાંધીજીને પકડીને મુંબાઇ લાવી છોડી મૂકયા. ગાંધીજી છુટયાની ખબર પડતા હુલ્લડો સમી ગયા અને થોડા જ દિવસમા પાછી શાંતિ પથરાઇ. આ ઘોર અત્યાચારથી ગાંધીજીને ઘણુ લાગી આવ્યુ અને તેથી તેમણે કેટલાક દિવસ ઉપવાસ કર્યા.

આ અત્યાચારોની તપાસ કરવા સરકારે કમીશન નીમ્યુ. તેમાં શ્રી ચીમનલાલ સેતલવાડ પણ હતા. તેના પ્રમુખ લોર્ડ હંટર હતા તેવીજ રીતે કોંગ્રેસ તરફથી પણ કમીશન નિમાયુ તેમા મહાત્મા ગાંધી જી, શ્રી જયકર શ્રીયુતદાસ, અને તૈયબજી પણ હતા તેમણે તપાસ કરી પોતાનો રીપોર્ટ બહાર પાડયો.

ખીલાફત—આ અરસ માં યુરોપમાં લડાઇ શાંત થયા પછી સ્લાહ થતા તુર્કસ્તાનના સુલ્તાનના કબજાનો કેટલોક પ્રદેશ લેવાયો તેથી દેશમાં મુસલમાનો તરફથી ખીલાફતની ચળવળ શરૂ થઇ તેના નેતા પણ ગાંધીજી થયા. અને જ્યાં ત્યાં ખીલાફત માટે સભાઓ

ભરાવા લાગી. મુસલમાનોને થયેલા અન્યાયો દૂર કરવા ઠરાવો થવા માંડયા.

સત્યાગ્રહની હીલચાલ શરૂ થયા પછી ગાંધીજી કાયદાનો ભંગ કરી પંજાબ જતા હતા અને તેથી પકડાવાથી દેશમાં હુલ્લડો થયાં તે પછી ગાંધીજીની આજ્ઞાથી લોકોએ સત્યાગ્રહની ચળવળ મુલતવી રાખી.

## પ્રકરણ ૧૬ મું.

### અસહકારની ઝુંબેશ.

અસહકાર—પંજાબની તપાસના પરિણામે જે જે અમલદારોએ ત્યાં અત્યાચાર કરેલો તેમને ન્યાય કરી શિક્ષા કરવા દેશમાં ભારે ચળવળ થઇ, પણ બ્રીટિશ સરકારે તેમાં બરોબર ન્યાય ન આપ્યો તેમજ ખીલાફતની બાબતમાં બ્રીટીશ પ્રધાને પોતે આપેલા વચનનો ભંગ કર્યો. ત્યારે મહાત્માએ અસહકાર અર્થાત તો સરકારની સાથેનો સર્વ પ્રકારનો સંબંધ તોડી નાંખવાનો પ્રજાને ઉપદેશ આપવા માંડ્યો. અને તેની શરૂઆત સને ૧૯૨૦ ના ઓગષ્ટની ૧ લી તારીખથી, લોકમાન્ય બાલગંગાધર તિલકના દેહાવસાનની તિથીએ થઇ. આ સંબંધી સને ૧૯૨૦ માં અમદાવાદમાં જે ગુજરાત પરિષદ શ્રી. અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં અસહકારનો ઠરાવ પસાર કરાવ્યો. તે પછી તે કલકત્તામાં સને ૧૯૨૦ માં સ્પેશ્યલ કોંગ્રેસ ભરાઇ તેમાં પણ અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો. આ ઠરાવ પાસ થવાથી મોડરેટો જુદા પડ્યા. ઘણા આગેવાનોએ અસહકારથી ફાયદો નથી અને અરાજકતા ફેલાશે એવો ઉપદેશ આપવા માંડ્યો. અમલદારો આ ઠરાવથી ગાંધીજીને મુર્ખ કહેવા લાગ્યા. ગાંધીજીએ કહ્યું કે અત્યાર સુધી કે-

રાવો કર્યાથી કાંઈ ફાયદો થયો નથી હવે તો કાર્ય કરી બતાવવું પડશે અને ત્યાગ અને ભોગ આપવાની વાત જણાવી.

અસહકારને અમલમાં મૂકવા ગાંધીજીએ અને બીજા નેતાઓએ ઝુંબેશ ઉઠાવી. લોકમાન્ય તિલકના દેવહાવસાનના દિવસથી જ અસહકારનો આરંભ કર્યો તે પછી નાગપુરની કોંગ્રેસ ભરાઈ તેમાં કેટલાક વિરુદ્ધ મતના નેતાઓ પણ અસહકારમાં જોડાયા. ગાંધીજીએ ખીલાફતનો અન્યાય દૂર થાય, પંજાબનો ન્યાય મળે અને સ્વરાજ્ય મળે ત્યાં સુધી સરકાર સાથે અસહકાર કરવો એવો ઉપદેશ દેવા માંડયો. આ ચળવળમાં હિંદુ મુસલમાનોનો સંપ થયો. બંને સાથે રહી કામ કરવા લાગ્યા. કલકત્તાની કોંગ્રેસ વખતે મહાત્માજીના અસહકારના ઠરાવ વખતે ચિત્તરંજનદાસ જેવાનો વિરોધ હતો તે પણ નાગપુરમાં એકમત બની ગયા.

આ પ્રમાણે મહાત્મા ગાંધીજીએ આખા દેશનું વાતાવરણ બદલી નાંખ્યું. અને લોકોને સ્વરાજ્ય મેળવવા માટે ભોગ પણ આપવા તૈયાર કર્યા. અત્યારે આખો દેશ ગાંધીજીની ઉપર નજર નાંખી તે કહે તે કરવા તૈયાર થઇ ગયો છે. તેમણે અહિંસા મતનો ઉપદેશ આપી લોકોને સહન કરતાં શીખવ્યું.

નવજીવનમાં ઘણીવાર તે નિતિના વિષયો પણ ચર્ચે છે અને લોકોને સત્યમાર્ગે ચાલવા, અહિંસાનું પાલન કરવા, નીતિને માર્ગે ચાલવા, વારવાર ઉપદેશ આપે છે. તેમની વાણીમાં એવું બળ છે, તેમનાં નેત્રોમાં એવુ તેજ છે, અને તેમના મુખ ઉપર એવું હાસ્ય છે કે તેમના વિરોધી પણ જો તેમની પાસે જાય તો તે મ્હાત થયા વગર રહેતો નથી અને તેના વિરોધી વિચારો બદલાઇ જઈ મહાત્માજી ઉપર પ્રેમ રાખ્યાં કરે છે.

ભરાવા લાગી. મુસલમાનોને થયેલા અન્યાયો દૂર કરવા ઠરાવો થવા માંડયા.

સત્યાગ્રહની હીલચાલ શરૂ થયા પછી ગાંધીજી કાયદાનો ભંગ કરી પંજાબ જતા હતા અને તેથી પકડાવાથી દેશમાં હુલ્લડો થયાં તે પછી ગાંધીજીની આજ્ઞાથી લોકોએ સત્યાગ્રહની ચળવળ મુલતવી રાખી.

## પ્રકરણ ૧૬ મું.
### અસહકારની ઝુંબેશ.

અસહકાર—પંજાબની તપાસના પરિણામે જે જે અમલદારોએ ત્યાં અત્યાચાર કરેલો તેમને ન્યાય કરી શિક્ષા કરવા દેશમાં ભારે ચળવળ થઇ, પણ બ્રીટિશ સરકારે તેમાં બરોબર ન્યાય ન આપ્યો તેમજ ખીલાફતની બાબતમાં બ્રીટીશ પ્રધાને પોતે આપેલા વચનોનો ભંગ કર્યો. ત્યારે મહાત્માએ અસહકાર અર્થાત તો સરકારની સાથેનો સર્વ પ્રકારનો સંબંધ તોડી નાખવાનો પ્રજાને ઉપદેશ આપવા માંડયો, અને તેની શરૂઆત સને ૧૯૨૦ ના અગષ્ટની ૧ લી તારીખથી, લોકમાન્ય બાલગંગાધર તિલકના દેહાવસાનની તિથીથી થઇ. આ સબંધી સને ૧૯૨૦ માં અમદાવાદમાં જે રાજકીય પરિષદ શ્રી અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં અસહકારનો ઠરાવ પસાર કરાવ્યો તે પછી તે કલકત્તામાં સને ૧૯૨૦ માં સ્પેશ્યલ કોંગ્રેસ ભરાઇ તેમાં પણ અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો. આ ઠરાવ પાસ થવાથી મોડરેટો જુદા પડયા. ઘણા આગેવાનોએ અસહકારથી ફાયદો નથી અને અરાજકતા ફેલાશે એવો ઉપદેશ આપવા માંડયો. અમલદારો આ ઠરાવથી ગાંધીજીને મુર્ખ કહેવા લાગ્યા. ગાંધીજીએ કહ્યું કે અત્યાર સુધી ક-

શકો કર્યાથી કાંઈ ફાયદો થયો નથી હવે તો કાર્ય કરી બતાવવું પડશે અને ત્યાગ અને ભોગ આપવાની વાત જણાવી

અસહકારને અમલમાં મૂકવા ગાંધીજીએ અને બીજા નેતાઓએ ઝુંબેશ ઉઠાવી લોકમાન્ય તિલકના દેવલોકવાસના દિવસથી જ અસહકારનો આરંભ કર્યો તે પછી નાગપુરની કોંગ્રેસ ભરાઈ તેમા કેટલાક વિરૂદ્ધ મતના નેતાઓ પણ અસહકારમાં જોડાયા ગાંધીજીએ ખી, લાફતનો અન્યાય દૂર થાય, પંઝાબનો ન્યાય મળે અને સ્વરાજ્ય મળે ત્યાં સુધી સરકાર સાથે અસહકાર કરવો એવો ઉપદેશ દેવા માંડયો. આ ચળવળમા હિંદુ મુસલમાનોનો સંપ થયો. બંને સાથે રહી કામ કરવા લાગ્યા. કલકત્તાની કોંગ્રેસ વખતે મહાત્માજીના અસહકારના ઠરાવ વખતે ચિત્તરંજનદાસ જેવાનો વિરોધ હતો તે પણ નાગપુરમા એકમત બની ગયા

આ પ્રમાણે મહાત્મા ગાંધીજીએ આખા દેશનું વાતાવરણ બદલી નાંખ્યુ અને લોકોને સ્વરાજ્ય મેળવવા માટે ભોગ પણ આપવા તૈયાર કર્યા અત્યારે આખો દેશ ગાંધીજીની ઉપર નજર નાંખી તે કહે તે કરવા તૈયાર થઇ ગયો છે તેમણે અહિંસા મતનો ઉપદેશ આપી લોકોને સહન કરતાં શીખવ્યું

નવજીવનમાં ચણીસાર તે નિતિના વિષયો પણ ચર્ચે છે અને લોકોને સત્યમાર્ગે ચલવા, અહિંસાનુ પાલન કરવા, નીતિને માર્ગે ચાલવા, વારવાર ઉપદેશ આપે છે. તેમની વાણીમા એવું બળ છે, તેમના નેત્રોમા એવું તેજ છે, અને તેનના મુખ ઉપર એવું હાસ્ય છે કે તેમના વિરોધી પણ જો તેમની પાસે જાય તો તે મ્હાત થયા વગર રહેતો નથી અને તેના વિરોધી વિચારો બદલાઇ જઇ મહાત્માજી ઉપર પ્રેમ રાખ્યા કરે છે

તેઓ જ્યાં જાય છે ત્યાં તેમનાં દર્શન કરવા માટે લોકોની મોટી ભીડ થાય છે. સ્ત્રીઓ પણ તેમનાં દર્શન કરી તેમના કહેવા પ્રમાણે ચાલવા તૈયાર થઇ જાય છે. જેમ શ્રીકૃષ્ણની મધુર મોરલીનું સંગીત સાંભળી ગોપીઓ, ગાયો અને વાછરડાં પણ તેમની પાસે દોડી આવતાં તેમ મહાત્મા મોહનની મધુર વાણીનો નાદ સાંભળવા અત્યારે આખો દેશ ગાંડોઘેલો થઇ રહ્યો છે. તે ઘણા નિડર છે. તેમને ઇશ્વર સિવાય કોઇનો ભય નથી. નવજીવનમાં તેમણે રાજ્ય કારભારની સામે ઘણું લખ્યુ, સ્વતંત્રપણે લખ્યુ અને આ રાજ્યના અન્યાયોને તેમની ભાષામા જણાવ્યા છતાં તેમને સરકારે કાંઇ ન કર્યું.

ગયે વર્ષે ના. શહેનશાહના કાકા ડયુક ઓફ કોનાટ આવ્યા ત્યારે આખા દેશમાં હડતાલ પાડી પ્રજા તરફથી તેમને માન ન આપવા ઉપદેશ આપ્યો. હાલમાં ના. પ્રીન્સ ઓફ વેલ્સ હિંદમાં પધાર્યા છે તે વખતે પણ આખા દેશમાં હડતાલ પાડી અને તેમના સ્વાગતમાં પ્રજાએ ભાગ લેવો નહિ. એવો શ્રીમાધીજીએ ઉપદેશ આપ્યો. ના. વૌઇસરોય લૉર્ડ રીડીંગે અહિં આવી એક વાર મહાત્મા ગાંધીજીની મુલાકાત લીધી.

ગાંધીજીની અસહકારની આ ચળવળના અંગે સરકારે દમન નીતિ ધારણ કરી અને કરાંચીમાં મૌલાના મહમદઅલી, મૌલાના શૌકતઅલી, ડૉ. કીચલુ વિગેરે આગેવાનોને લશ્કરને ફોડવાના ગુન્હા માટે સજા કરી છે. તે પછી પંજાબ અને બંગાળામાં હાલમાં—આ કોંગ્રેસના પ્રમુખ શ્રીયુત ચિત્તરંજનદાસને તેમજ લાલા લજપતરાય, મોતીલાલ નહેરૂ, વિગેરે આગેવાનોને જેલમાં મોકલ્યા છે. પંડિત મદનમોહન માલવીયા વિગેરે મોડરેટ આગેવાનોની પણ આ ધરપકડની આંખો ઉઘડી છે અને તે હાલ સરકારને આ બાબતમાં સમાધાની કરે તેવી ચળવળ ક      છે.

આ શ્લોકને માને છે. તે કહે છે કે ઇશ્વર જે સર્વવ્યાપક છે, તે લોકોને સત્ય માર્ગ ઉપર પાછા લાવવાને અને મોક્ષમાર્ગ બતાવવાને જૂદા જૂદા કાળમાં જૂદે જૂદે સ્વરૂપે મનુષ્યાવતાર ધારણ કરે છે.

તે માને છેકે ધર્મ વસ્તુતઃ અતિશય વ્યવહારોપયોગી છે. તેમાં બધા કૃત્યોનો સમાવેશ થઇ શકે છે. સત્યાગ્રહની લડત પણ નીતિશાસ્ત્રના નિયમને આધારે ચલાવવામાં આવતી રાજકીય લડત છે. જે રાજ્યનીતિ, આચરણ અને વ્યવહાર અંતર્જ્ઞાનવડે ચલાવવામાં આવે છે તે બધાં ધર્મનાં અંગ ગણાવાં જોઇએ. ભગવદ્ગીતામાં જે આત્મપરિત્યાગનું ચિત્ર છે તે તેમને પૂરેપૂરૂં રૂચે છે.

તે કહે છે કે મનુષ્યે ઇશ્વરની ઇચ્છાનુસાર સ્વરાજ્ય, આત્મસંયમ અને સ્વાધીનતા મેળવવી, અને તે સાધનોવડે મુક્તિ મેળવવી. જે પ્રાપ્ત થતાં મનુષ્ય ઇશ્વરની સાથે એકાકાર થઇ શકે છે. તે અહિંસાવ્રતને ચુસ્તપણે પાળનારા છે, મન વચન અને કર્મથી સત્યનું આચરણ કરે છે. દેહાંતે પણ અસત્યનો અંગીકાર કરતાં નથી. તેમના સત્યપણાની સરકારના અમલદારોને પણ ખાત્રી થઇ છે. તેમને મન ખ્રીસ્તી, હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તીઓ સરખાજ હોય છે. દરેક ધર્મવાળા તેમને પૂજ્ય માને છે. તેમની સોબતમાં આવનારા ગમેતેવા માણસો પણ ધર્મના વિરોધને વિસરી જાય છે.

એક વખતે આ લેખકે તેમને પૂછ્યું કેઃ આપ તો અહિં ચોવીસે કલાક રાજકીય વિષયોનું ચિંતન કરો છો તો આપ ઇશ્વરવિષયક કાંઇ કર્તવ્ય કરો છો કે કેમ? આપે આપનામાં ઝગઝગી રહેલું આત્મબળ શી રીતે મેળવ્યું?" આનો જવાબ તેમણે આપતાં કહ્યું કેઃ "તમને ભલે આ રાજ્યકીય પ્રવૃત્તિ લાગતી હોય પણ હું તો તેને ધાર્મિક પ્રવૃત્તિ ગણું છું. અને આ કાર્ય કરી હું

ઈશ્વરની ચોવીસે કલાક સેવા કરૂં છુ. મને નવરાશ મળે છે તો કોઈ વખતે ચાર વાગે વ્હેલો ઉઠી પા અર્ધો કલાક સયમ કરી લઉ છુ. આત્મબળ મેળવવા માટે અથવા તો ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે કામ ક્રોધાદિ દુર્ગુણોનો તદ્દન ત્યાગ કરી, સત્યમય જીવન ગાળવુ જોઇએ. અને આપણામા જાણે અજાણ્યે પણ કામ ક્રોધાદિ ષડરિપુ પ્રવેશ ન કરી શકે ત્યારે આપણે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાને લાયક થઇએ છીએ. હુ જે કાઇ કાર્ય કરૂ છુ તે માત્ર ઇશ્વર વિષયક મારી ફરજ સમજી કરૂ છુ અને તેને જ હુ તો ધર્મમય જીવન ગાળવુ સમજુ છુ ' આ વખતે અમે સત્યાગ્રહાશ્રમમાથી સાથે સાથે ફરવા જતા હતા અને વાતો કરતા જતા હતા તે વખતે તેમણે મારી સાથે જાણે ઉડાણનો પ્રેમ હોય તેવા સ્નેહથી હસતા મુખે વાતો કરી હતી અને હુ જે પૂછતો તેનો તે હસીને સતોષકારક જવાબ આપતા હતા. તે વખતે માત્રપચ્ચીયુ પહેરી પગમાં ચપલ પહેરી ખભે રૂમાલ નાંખી હાથમાં લાકડી ઝાની સડક ઉપર જતાં તેમનું શરીર જોઇ જોનાર માણુમને આશ્ચર્ય લાગતુ કે જે નરરત્નને આખો દેશ માને છે અને જે અત્યારે આખા સલ્તનતની સાથે ધર્મ યુદ્ધ આરભી બેઠા છે તે માણુસને જોતા અજાણ્યાને લાગે કે ' શુ આજ ગાંધી હશે "

તેઓ સાદી જીદગી ગુજારે છે. હાલમાં તો માત્ર એક નાની પોતડીજ પહેરે છે અને પહેરણુ, ટોપી કાંઈ ઘાલતા નથી માત્ર ચાદર ઓઢે છે, સાદી જીદગી ગાળવી તેને પણ તે ધર્મનું અગ માને છે. મોજશોખ તો તેમને પસંદજ નથી માત્ર જરૂઆતની વસ્તુઓ ઉપરજ ગુજારો કરવો તેજ તેમને આનંદદાયક લાગે છે. તે હમેશાં ચાર વાગે ઉઠે છે, ટાઢે પાણીએ સ્નાન કરે છે. પથારીમાં

ખુલ્લી ઓશરીમાં સુવે છે. તે અત્યારે પણ ઘણો ઉદ્યોગ કરે છે. હિંદના ખુણેખુણામાં મુસાફરી કરે છે દિવસમાં એક બે શહેરોમાં જાય ત્યાં ભાષણો આપે અને વળી નવજીવન માટે કે યંગઇંડિઆ માટે ટ્રેનમાંજ લખીને મેટર મોકલી આપે છે તેમને પૈસાનો લોભ તો છેજ નહિ શાસ્ત્રમાં જે આત્મજ્ઞાનીનાં અને પરમહંસનાં લક્ષણો કહેલાં છે તે સર્વ તેમનામાં છે તે નિરાભિમાની છે. તે સદા પ્રસન્ન અને રહે હસમુખા રહે છે. વિનોદ કરતા ભલભલા મુછને હસાવી દેનારા છે તેમણે પોતાનો દેહ હિંદને સ્વરાજ્ય અપાવા માટે અર્પણ કર્યો હોય એમ લાગે છે.

હિંદી પ્રધાન લૉર્ડ મોન્ટેગ્યુ અને બીજા યુરોપિયનો પણ તેમના ચારિત્ર્યનાં વખાણ કરે છે. તે અંત્યજ પ્રતિ પણ પૂર્ણ સ્નેહ રાખે છે. તેમનો ઉદ્ધાર કરવાને માટે પણ તેમણે અથાગ પ્રયત્ન કર્યો છે. તેમનામાં એવા મહાન દૈવી ગુણો છે કે જેથી તે આખા દેશમાં મહાત્માજી તરીકે ગણાય છે. દરેક ધર્મવાળા તેમને મહાત્મા માની તેમના પ્રતિ પૂજ્યભાવ રાખે છે. આટલાં વર્ષો થયાં હિંદમાં તો શું પણ આખી પૃથ્વીમાં એવો મહાપુરૂષ થયો સાંભળ્યો નથી કે જેને આખા હિંદના દરેક ધર્મવાળા, મુસલમાન, પારસી, હિંદુ, જૈન, બૌદ્ધ, અને ખ્રીસ્તી મહાપુરૂષ તરીકે પૂજે અને દરેક તેમના ઉપર ભક્તિભાવ રાખે, એવા દૈવી પુરૂષ તો મહાત્માજીને આપણી દ્રષ્ટિ સમે અત્યારે છે કે જેમને કેટલાક ચુસ્ત હિંદુઓ પણ ઇશ્વરાવતાર તરીકે માને છે, કેટલાક ચુસ્ત મુસલમાનો પોતાના પેગંબર જેટલું માન આપે છે, જૈનો મહાવીરસ્વામી જેવો પુજ્યભાવ રાખે છે, કેટલાક તેમને બુદ્ધનો અવતાર માને છે અને કેટલાક ખ્રિસ્તી પંથવાળા ઇશુ ખ્રીસ્ત તુલ્ય તેમના પ્રતિ માનદ્રષ્ટિ રાખે છે, સર્વ ધર્મવાળાનાં મન હરી લેનાર તો કોઇ દૈવી પુરૂષજ હોય શકે,

તેઓ માને છે કેઃ દેશ સેવા માટે આપણા લોકોએ સારાં મિષ્ટાનો ખઇ શરીર નાજુક બનાવવા કરતાં જાડો ખોરાક ખાઇ નિર્વાહ કરવો, મહેનતથી રોજી પેદા કરવી, અને વિષયવાસના છોડી બ્રહ્મચર્ય પાળવું જોઇએ. તેમના મોટા પુત્ર ભાઇ હરીલાલ આફ્રિકામાં ચાર વખત કેદમાં જઇ આવ્યા છે હાલમાં અહિં હિંદમાં-કલકત્તામાં તેમને હમણાંજ પકડયા છે. તેમ ભાઇ મણિલાલ પણ દક્ષિણ આફ્રિકામાં કેદમાં ગયા હતા.

ગાંધીજી સાદી જીંદગી ગુજારે છે. તે શહેર કરતાં ગામડામાં રહેવાનું પસંદ કરે છે. માત્ર બે વાર ખોરાક લે છે, અને તેમાં ઘણે ભાગે તો ફળાહાર જ કરે છે. તે પોતાનું કામ મિછાનું પાથરવાનુ, વાસણ માંજવાનું. ઘર સ્વચ્છ કરવાનું વિગેરે પોતાને હાથેજ કરવું એ પસંદ કરે છે. જે કામ જાતે થઇ શકે નહિ તેજ નોકર પાસેથી લેવું. તે મિતાહારી છે. તેઓ માને છે કે શરીરને કષ્ટ આપવાથી આત્મા વધુ નિર્મળ થાય છે. ટાઢમાં પણ ઠંડા પાણીથી ન્હાય છે, તેમને જેલનો તો શું પણ મરણનોય ડર નથી. સદા શાંત અને હસમુખા રહે છે, તેઓ સ્વદેશાભિમાનને ધર્મના અંગ તરીકે ગણે છે દેશની ખાતર આત્મભોગ આપવો એને કર્ત્તવ્ય માને છે. તે માને છે કે જે દેશમાં ધર્મ અને નીતિ છે ત્યાંજ આખરે જય છે.

તે માને છે કે અગ્રેજી કેળવણી લઇને આપણે પ્રજાને ગુલામ બનાવી છે. અંગ્રેજી કેળવણીથી દંભ. રંગ, જુલમ વિગેરે વધ્યાં છે રાજ્ય કારભારમાં ધંધા રોજગારમાં અને દરેક પ્રસંગે અંગ્રેજી ભાષાનો જે ઉપયોગ કરવામાં આવે છે તેથી આ દેશ વધારે પછાત પડતો જાય છે. આપણા લોકો પણ પરસ્પર અંગ્રેજીમાં વાતચિત કરે છે, કાગળો પણ અગ્રેજીમાં લખે છે, ભાષણ પણ અગ્રેજીમાં કરે છે અંગ્રેજી રીત રીવાજો પસંદ કરે છે, આ રીત તેમને પસંદ

નથી. હાલમાં લોકોને જે નોકરીની ધુન લાગી છે તે કમી કરવા માટે સ્વભાષાનું જ્ઞાન અને હાથ કારીગીરીનું જ્ઞાન અપાવું જોઇએ. તે હાથ વણાટથી કપડાં વણવાં તેને વધુ પસંદ કરે છે. તેમણે હિંદમાં હિંદુ મુસલમાનોની વચ્ચે ભાઇચારો વધાર્યો છે તે મોટામાં મોટી સેવા છે. તે કહે છે કે: "ધર્મ એટલે વિધિ પ્રમાણે અથવા ચાલતા રીત રીવાજ પ્રમાણે ધર્મ પાળવો. એમ હું કહેવા માગતો નથી પણ જે ધર્મની અંદર તમામ ધર્મના સમાવેશ થઇ જાય, અને જે ધર્મ આપણને આપણા કર્તાની સન્મુખ લઇ જાય તે જાતનો ધર્મ એવો હું તેનો અર્થ કરું છું."

તેઓ શારીરિક બળની સામે આત્મબળ વાપરવાનું કહે છે, તેમણે આત્મબળપ્રયોગ દક્ષિણ આફ્રિકામાં જીત મેળવી હતી. તે કહે છે કે: સંસાર સુખની ઇચ્છા વધારવાથી કોઇ પણ પ્રકારે નીતિનો વધારો તો થઇ શકે નહિ. ડાક્ટરી વિદ્યાને તે મેલી વિદ્યા ગણે છે. તેના કરતાં દેશી વૈદ્યને તે વધુ પસંદ કરે છે. તે કહે છે કે ઉંચ વર્ગના માણસોએ સાદી ખેડુતની જીંદગી કેટલી સુખ કારક છે તે સમજી, દગાથી નીકળ, ધર્મ અનુસાર તે જીંદગી ગુજારતાં શીખવું જોઇએ. હિંદીઓએ સાંચાનું બનેલું કોઇપણ કપડું વાપરવું ન જોઇએ, પણ હાથે કાંતી, હાથે વણી તે પહેરવું જોઇએ. સ્વતંત્રતા લોકોને મારી નાંખવાથી કે તેમના ઉપર જબરજસ્તી વાપરવાથી નહિ મળે પણ જ્યારે આપણે શુદ્ધ જીંદગી ગુજારી હાડ ખરા હિન્દી થઇ રહીશું ત્યારે જ મળશે.

તેઓ બધે ઠામે માતૃભાષામાં જ બોલવાનું પસંદ કરે છે. તેમનામાં નમ્રતા, અંતઃકરણની શુદ્ધતા, બુદ્ધિબળ અને હિંમત એવાં છે કે તે આધુનિક જમાનાના કોઇ વિરલજ પુરુષોમાંજ હોય છે. પરમાત્મા આવા સ્વદેશભક્ત મહાત્માજીને દીર્ઘાયુ કરો એવી શુભેચ્છા છે.

# પ્રકરણ ૧૮ મું.

## વર્તમાન કોંગ્રેસના પ્રમુખ.

# દેશબંધુ ચીત્તરંજનદાસ.

શ્રીયુત ચિત્તરંજનદાસ ચાલુ કોંગ્રેસના પ્રમુખ નિમાયા છે. તે દેશબંધુએ અસહકારનો સિદ્ધાંત ગ્રહણ કરી પોતાની વકીલાતમાં મળતી અસંખ્ય દ્રવ્યની કમાણી છોડી સ્વાર્થનો ભોગ આપ્યો છે. તેમનું જીવન ચરિત્ર આ સ્થળે આપવુ યોગ્ય ગણું છું.

શ્રીયુત દાસનો જન્મ સને ૧૮૭૦ માં વૈદ્યકુળમાં થયો છે તેમના પૂર્વજ ઢાકા જીલ્લામાં રહેતા હતા. તેમના પિતાશ્રી ભુવન મોહનદાસજી અગ્રેજીના સમર્થ વિદ્વાન હતા અને કલકત્તા હાઇકોર્ટમાં એટર્ની હતા. તે નિરાભિમાની અને દાનશીલ પુરુષ હતા. તેમણે પોતાના પુત્ર દાસને ભવાનીપુરની લંડન મિશનરસ્કુલમાં વિદ્યાભાસ માટે મૂકયા. તેમણે ત્યાં એન્ટ્રેસની પરીક્ષા પાસ કરી. તે પછી તેમને કલકત્તાની પ્રેસીડેન્સી કોલેજમાં ગ્રેજ્યુએટ થવા મૂકયા. ત્યાં તેમણે બી. એ. ની ડીગ્રી મેળવી. તે પછી તેમને સીવીલ સર્વિસની પરીક્ષા પાસ કરવા માટે ઇંગ્લાંડ મોકલ્યા. ત્યાં તેમણે સારો અભ્યાસ કર્યો અને સીવિલ સર્વિસની પરીક્ષામાં પાસ થયા. પણ તેમની સિવિલ સર્વિસમાં ચુટણી થઇ નહિ.

જ્યારે દેશબંધુ દાસ ઇંગ્લાંડમાં અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે તેમણે એક વખતે પોતાની નિર્ભયતાનો ઘણો ઉત્તમ પરિચય બતાવ્યો હતો. જેમ્સ મેકલિન નામના એક માણસે સને ૧૮૯૨ માં

એક સભા સમક્ષ એ ભાષણ આપ્યું તેમાં તેણે કહ્યું કે 'હિંદુસ્તાનમાં હિન્દુ અને મુસલમાનો ગુલામ જાતિના છે, અને તે લોકો અમારી ગુલામી કરે છે' આ કથનને વિદ્યાર્થી નામ સહન કરી શક્યા નહિ. તેમણે લંડનમાં રહેતા હિંદવાસીઓને એકઠા કરી એક સભા કરી અને વ્યાખ્યાન આપી મેકલિનના આ ભાષણની સામે તીવ્ર વિરોધ દર્શાવ્યો. આ સભાની ખબર પ્રજાના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટનને મળી જેથી તેમણે મેકલિનની આ ભૂલ સુધારવાને માટે અંગ્રેજોની એક સભામાં યુવક ચિત્તરંજનદાસને બોલાવ્યા. તે વખતે તેમની ઉમ્મર ૨૨ વર્ષની હતી. તોપણ તેમણે તે સભામાં જઈ પોતાની સ્વાભાવિક ઓજસ્વિતાથી પોતે ઇંગ્લંડના મહા પુરુષોની આગળ પોતાના પક્ષનું દૃઢતાથી સમર્થન કર્યું અને તેના પરિણામે મેકલિનને તેમની ક્ષમા માગવી પડી.

તે પછી સિવિલ સર્વિસને માટે ચુંટણી થઈ પણ તેમાં તેમનો નંબર ન આવવાથી તે ન ચુંટાયા ત્યારે તેમણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો. આ વખતે સ્વ૦ દાદાભાઈ નવરોજી પાર્લામેન્ટમાં સભાસદ થવાની ઉમેદવારીથી ઇંગ્લંડ ગયા હતા. શ્રીયુત દાસે દાદાભાઈના કામમાં ઘણી મદદ કરી હતી અને ઠેકાણે ઠેકાણે ફરીને અનેક જગાએ ભાષણો આપ્યાં હતાં. તે પછી પોતે બારીસ્ટરની પરીક્ષા પાસ કર્યા પછી હિંદમાં આવ્યા અને કલકત્તામાં બારીસ્ટર તરીકે વકીલાત કરવા લાગ્યા.

વાથી તે ઘણા ચિંતાતુર રહેતા હતા. એવામાં તેમને પ્રસિદ્ધ થવાને એવી એક તક મળી ગઇ કે તે તકનો લાભ તેમણે જવા ન દીધો.

સને ૧૯૦૭ મા અરવિન્દ ઘોષ માણીકતલા વાળાને બોમ્બના મુકરદમામાં પકડવામા આવ્યા આ કેશ લડવાને માટે અરવિન્દઘોષની પાસે પૈસા નહોતા, તેમ કોઇ ઉદાર વકીલ પણ તેમનુ કામ મફત અથવા જુજ ફી લઇને ચલાવવા માટે તૈયાર થયો નહિ. એવામાં આ મહાન કાર્યનો ભાર પોતાની ઇચ્છાથી શ્રયુત દાસે પોતાને માથે લીધો. અને અત્યત મહેનત કરીને તેમણે અરવિન્દઘોષને આ મુકરદમામાંથી નિર્દોષ બનાવીને છોડાવ્યા. આ મુકરદમામાં જીતવાથી તેમનુ નામ ચારે તરફ ફેલાયુ અને તેથી તેમની વકીલાત પણ થોડાજ દિવસમા ઝળકી ઉઠી.

તેમની વકીલાત સારી ચાલતાં આવક વધવા લાગી. આવક વધતાં સર્વથી પહેલાં તેમણે પોતાના પિતાનું દેવુ પાઇએ પાઇના હિસાબથી ચૂકાવી આપ્યુ. તે પછી જેમ જેમ આવક વધવા લાગી તેમ તેમ પોતાના બાપની માફક તેમણે પણ પોતાના ધનનો સદુપયોગ કરવા માડયો. તેમણે આજસુધીમાં હજારો વિધવાઓ અને દરિદ્ર ગૃહસ્થોને ધનની મદદ કરી છે. પોતાના ખર્ચે કેટલીય કન્યાઓનાં કન્યાદાન આપ્યાં છે. સેંકડો બાળકોને પોતે મદદ આપી વિદ્યાભ્યાસ કરાવ્યો છે. આ પ્રમાણે દીન અને દુઃખીયોને મદદ કરવામાં તેમણે કચાસ ન રાખવાથી, તેમના આશિર્વાદથી તેમની આવક પણ ઘણીજ વધી ગઇ.

તેમની માસીક આવક દર માસે ૬૦ હજાર રૂપિયાથી પણ વધુ હતી. તો પણ તેમાનો ઘણો ભાગ દીન દુખિયોને મદદ કરવામાજ ખર્ચાતો. બગાળામાં તે પ્રસિદ્ધ ગણાતા તેમનુ માન પણ

સારૂં ગણાતું. જ્યારે ગઇ સાલ નાગપુરમાં કોંગ્રેસ ભરાઇ ત્યારે તે કેટલાક બંગાળીઓને લઇ ખાસ અસહકારની સામે વિરોધ દર્શાવવાને માટે આવ્યા હતા. તે વખતે મહાત્મા ગાંધીજી સાથે તેમને કેટલીક વખત વાદવિવાદ થયો અને તેના પરિણામે ગાંધીજીનું કહેવું તેમને સત્ય લાગતાં તે અસહકારનો તરફેણમાં ભળ્યા અને જે ઠરાવનો વિરોધ કરવા તે આવ્યા હતા તેજ અસહકારનો ઠરાવ કોંગ્રેસમાં તેમણે જાતેજ રજુ કર્યો. અને પાસ કરાવ્યો. આમ ઠરાવ કરાવી બેસી ન રહેતાં અસહકારના સિદ્ધાંત અનુસાર તેમણે તરતજ અમલ કર્યો અને પોતાની દર માસે ૬૦ હજાર ઉપરાંતની આવક છોડી વકીલાતને તિલાંજલી આપી. આ પ્રમાણે આ દેશબંધુએ પોતાના સ્વાર્થનો ભોગ આપી દેશ સેવા કરવાને ઝંપલાવ્યું. અને તે પછી બંગાળામાં અને બીજે ફરી અસહકારનો ઉપદેશ આપવા માંડ્યો.

દેશબંધુ દામ દિવસે પોતાની વકીલાતનું કામ કરતા અને રાત્રે આદિત્યનું કામ કરતા. સાહિત્ય પ્રતિ પણ તેમને અથાગ પ્રેમ છે. તેમણે 'નારાયણ' પત્રનું સંપાદન કર્યું હતું. તે સિવાય કેટલાંક ઉત્કૃષ્ટ કાવ્ય પણ રચ્યાં છે. તેમણે સંગીત સાગર, કિશોર કિશોરી, અને અંતર્યામી એ પુસ્તકો રચ્યાં છે. અંગ્રેજીમાં પણ તેમણે કેટલાક પુસ્તકો રચ્યાં છે.

શ્રીયુત દાસ સમાજ અને દેશના હિતના કાર્યોમાં પ્રથમથીજ ભાગ લેતા રહ્યા છે. કોંગ્રેસમાં પણ પોતે સામેલ થતા હતા. અને ૧૯૧૯ માં પંજાબમાં ગોળીબાર થયા અને અત્યાચાર થયો તે વખતે પોતે ચાર માસ સુધી ત્યાં રહી તેની તપાસ કરી હતી. ત્યાંના અત્યાચારોની તપાસ કરવા ઓલ ઇંડિયા કોંગ્રેસે જે કમીટી નીમી હતી તેમાં મહાત્મા ગાંધીજી વિગેરેની સાથે પોતે પણ સભાસદ હતા.

કલકત્તાની સ્પેશ્યલ કોંગ્રેસ વખતે તો તેમણે અસહકાર સામે વિરોધ મત બતાવ્યો હતો પણ નાગપુર કોંગ્રેસ વખતે તો ગાંધીજીના સમાગમમાં આવતાં તેમણે જ અસહકારનો ઠરાવ રજુ કર્યો હતો ત્યાર પછી તેમણે વકીલાત છોડી

આવક છોડી દેશ સેવાનુ જ કામ કરવા માંડયુ છે તેમણે દેશ સેવાને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપી સન્યાસી જેવી દશા પ્રાપ્ત કરી છે. દર માસે આઠ હજાર રૂપિઆ જેવી જબરજસ્ત આવક ઉપર જે માણસ લાત મારી તેનો ત્યાગ કરે તે કોઇ અસાધારણ પુરૂષ જ હોવો સભવ છે. અમૃત બજાર પત્રિકામા-શ્રીયુત મોતીલાલ ઘોષે તેમને લખ્યુ હતું કે " હે દેશબંધુ ચિત્તરંજન, તમેજ પાંચ કરોડ બગાળીયોમાં અમર થયા છો અમારામાથી તો ઘણા કબરમાં પેસીને લુપ્ત થઇ જઇશુ, ઘણા સ્મશાનમાં બળી ભષ્મ થઇ જઇશુ પરતુ તમે તો રાજનૈતિક આકાશમંડળમાં ધ્રુવ તારા સમાન અચળ અને અટલ ભાવથી તમારી કિર્તિ કૌમુદીને ફેલાવી રહેશો, તમે પુજનીય ભારતના સાચા દેવ છો । તમારી પૂજાથી ભારતવાસી પોતાને કૃતકૃત્ય માનશે અને તેથી હે ચિત્તરજન તમને કોટિ પ્રણામ છે "

તેમની આવી દેશ સેવાથી આ વર્ષે ૩૬ મી મહાસભાના પ્રમુખ તરીકે તેમને ચુટી કાઢયા અને તે દરમીયાન બગાળમાં સ્વયંસેવક મડળોને સરકારે ગેરકાયદેસર મડળો ઠરાવ્યાથી તે મડળમાં ભળવાથી તેમને પણ કલકત્તામાં સરકારે કેદ કર્યા દેશની ખાતર આવો ભોગ આપનાર વિરલજ પુરૂષો હોય છે.

# પ્રકરણ ૧૯ મું.
# શ્રીયુત અરવીંદઘોષ

શ્રી અરવીંદ ઘોષનું નામ ગુજરાતને તદન અપરિચિત નથી, કારણ કે તેમણે વડોદરામાં ના. ગાયકવાડ સરકારના પ્રાઇવેટ સેક્રેટરી તરિકે અને કાલેજના વાઇસ-પ્રીન્સીપાલ તરીકે બાર વરસ સુધી જીવન ગાળેલું છે; તોપણ તેમનું નામ વડોદરા છોડયા પછીજ ખાસ પ્રસિદ્ધીને પામ્યું છે.

બાબુ અરવિંદ ઘોષનો જન્મ ૧૮૭૨ ના ઓગષ્ટની ૧૫ મી તારીખે કલકત્તામાં થયેલો છે. તેમના નાના બાબુ રાજનારાયણ બોઝ એક ચુસ્ત સ્વદેશી હતા અને જ્યારે આ દેશનો યુવકવર્ગ પશ્ચિમની વિદ્યાની અસરથી પોતાનું જીવન યુરોપીયન ઢબ ઉપર ઘડવાની તૈયારીમાં હતો તે વખતે બાબુ રાજનારાયણ બોઝ તેઓને આપણી વિદ્યાની ઉત્કૃષ્ટતા સમજાવતા. તે વિષય ઉપર તેણે ઘણું લખ્યું છે અને ઘણી સંસ્થાઓ સ્થાપી છે. બંગાલીઓની શરીર સ્થિતિ સુધારવા પણ તેણે પ્રયત્ન કર્યો હતો. તે જે જે કરતા તેમાં સ્વદેશાભિમાન ઝળકી નીકળતું હતું. અને તે અભિમાન બાબુ અરવિંદ ઘોષને વારસામાં મળ્યું હતું.

વળી રાજનારાયણ બોઝ આપણી વિદ્યામાં આપણા વિકાસને અટકાવે એવી જે રૂઢીઓ પડી ગઇ હતી તે નાબુદ કરવા પણ ચુકતા નહી. તેનામાં અને અરવીંદ ઘોષના પિતા બાબુ કૃષ્ણદાસ ઘોષના સ્વભાવમાં બહુ સરખાપણું નહોતું. બન્ને માયાળુ અને પરોપકારી હતા પણ તે સિવાય બંનેના સ્વભાવમાં ઘણો તફાવત હતો. કૃષ્ણ-

દાસ ઘોષ પરણ્યા ત્યારે ડોકટરનો ધધો કરતા હતા પણ પાછળથી તે ઈન્ડીયન મેડીકલ સર્વીસ માટે ઇગ્લાંડ ગયા હતા યુરોપની કેળવણી મેળવવ ની સાથે આપણ્ા દેશની વિદ્યાનુ અભિમાન જરા પણ ઓછુ કરવુ નહી પણ તે સલાહ ફળીભુત થઈ નહોતી કૃષ્ણદાસ હિંદુસ્થાન પાછા આવ્યા ત્યારે સર્વ પ્રમરે યુરોપીયન જેવા થઇ આ યા હતા છતાં તેના માયાળુપણામાં અને પરોપકાર વૃત્તિમા માઇ ફેરફાર પડયો નહોના

બાબુ કૃષ્ણદાસની ઇચ્છા એવી હતી કે પોતાના દીકરા પુરી ઇગ્રેજી કેળવણી મેળવે અને તે હેતુથી તેણે બાબુ અરવીંદ ઘોષને સેન્ટપોલની નિશાળમાં ભણવા માટે દાર્જીલીંગ મોકલ્યા અને ત્યાર પછી ઇગ્લાંડ મોકલ્યા જયારે અરવિંદ ઘોષ ઇગ્લાંડમાં ગયા ત્યારે તેમની ઉમર ૭ વરસની હતી તેથી તે ૧૮–૧૯ વરસના થયા ત્યા સુધી તેમને બગાળી ભાષા આવડતી નહોતી અને તે વખતે માત્ર સીવીલ સર્વીસની પરીક્ષા પાસ કરવાના હેતુથી જેમ કોઇ અગ્રેજ થોડુ સસ્કૃત અથવા હિંદુસ્તાની શીખે છે તેમ તે થોડુ બગાળી શીખ્યા. પહેલાં અરવિંદ ઘોષે માન્ચેસ્ટરમાં થોડો વખત ખાનગી અભ્યાસ કર્યો હતો ત્યાર પછી લડનમાં સેંટ પોલની નિશાળમા અભ્યાસ કર્યો હતો

અરવિંદના પિતાને પોતાના ધધામા સારી આવક હતી પણ તે વ્યવહાર કુશળ ન હોવાથી મોટી રકમ દાનમા વાપરી નાખતા અને ઘણી વખત પોતાના દીકરાને ઇગ્લાંડ મોકલવા જેટલા પૈસા તેમની પાસે રહેતા નહોતા, તેથી અરવિંદને ઘણી ગરીબાઇ અને મુશ્કેલીથી ત્યા રહેવુ પડતુ

૧૮૯૦ મા ૧૮ વરસની ઉમરે અરવિંદ સીવીલ સર્વીસની

પરીક્ષામાં બેઠા અને ભાષાના વિષયોમાં પાસ થયા અને ૧૦ મે નંબરે આવ્યા પણ ઘોડેસ્વાર થવાની પરીક્ષામાં નાપાસ થવાથી સીવીલ સર્વીસની પરીક્ષામાં નિષ્ફળ નિવડયા. કેટલાકનું એમ કહેવું થાય છે કે જો તે ઘોડેસ્વારની પરીક્ષામાં નાપાસ ન થયા હોત તો તે સરકારી નોકરી સ્વીકારત અને દેશને ઉપયોગી થાત નહી પણ તે માન્યતા ભુલભરેલી છે, કારણ કે સીવીલ સર્વીસની પરીક્ષામાં નાપાસ થયા છતાં તેમને સારી નોકરી મળી હતી કે જ્યાં તેમને સારી કમાણી હતી અને ભવિષ્યનો લાભ પણ સારો હતો વડોદરા કૉલેજના વાઇસ–પ્રીન્સીપાલ તરીકે સારો મોભો, સારી આવક, અને સારી સ્થિતિ ભોગવતાં છતાં જ્યારે દેશને તેની જરૂર પડી ત્યારે તેણે તે સર્વ ત્યાગ કર્યું હતું.

સીવીલ સર્વીસની પરીક્ષા વખતે તેમની સાથે એક બીચક્રોફ્ટ નામના અંગ્રેજ સાથે હતા ગ્રીક ભાષાના વિષયમાં અરવીંદ પહેલા નંબરે આવ્યા અને બીચક્રોફ્ટ બીજે નંબરે આવ્યા હતા.

તેજ બીચક્રોફ્ટ ૧૮ વર્ષ પછી અલીપોરના સેશનજજ થયા હતા, અને તેની આગળ કેદીના પાંજરામાં અરવિંદઘોષ કે જેને કદીયો બાંધ્યા હતા તેને ગજદ્રોહના ગુન્હા માટે જુબાની આપવા ઉભા રાખવામાં આવ્યા હતા. આ પણ એક વિધીનો ખેલ હતો.

સીવીલ સર્વિસની પરીક્ષા આપ્યા પછી અરવીંદ કેંબ્રીજની કીંગ્ઝ કૉલેજમાં દાખલ થયા. તે વખતે તેના પિતા ગુજરી જવાથી તેને કૉલેજની સ્કોલરશીપ ઉપર આધાર રાખવો પડયો હતો. કીંગ્ઝ કૉલેજમાંથી તે ૧૮૯૨ માં ગ્રેજ્યુએટ થયા અને ક્લાસીકલ ટ્રાઇપોઝમાં પહેલે નંબર આવ્યા હતા.

અરવીંદબાબુની કેળવણી હવે પુરી થઇ હતી. હવે તેને સંસા-

રમાં પડવાનુ હતું. સારા નસીબે તેને બહુ રાહ જોવી પડી નહી વડોદરાના ના ગાયકવાડ સરકાર તે વખતે ઈંગ્લાડ આવ્યા હતા. અરવીંદને તેમની મુલાકાતનો પ્રસગ મળ્યો અને બીજે વરસે તેણે મહારાજાના પર્સનલ આસીસ્ટંટ તરીકે નોકરી સ્વીકારી

વડોદરામાં આવ્યા ત્યારે તેની ઉમર ૨૧ વર્ષની હતી, તેમનુ ઘણુ જીવન ઈંગ્લાંડમાં વ્યતીત થયેલું હોવાથી કપડાં પહેરવામાં, રીત ભાષામાં અને બાહ્યજીવનમાં તે બરાબર અંગ્રેજ જેવા લાગતા હતા પણ તે છતાં તેનું હૃદય એક આર્યને શોભે તેવુ સ્વદેશી હતું. અંગ્રેજી રીતભાત જોવાથી તેને એક ફ ઘરો થયો હતો અને તે એ કે આપણી કેળવણી અને રીતભાત તેની સાથે સરખાવતા તે હલકા પ્રકારની માલમ પડી હતી અગ્રેજી વિદ્યાનો બહારનો ભપકો અને અદરની નિબળતા તેના સમજવામાં આવી હતી યુરોપનો જડવાદ મુખ્ય જીવનને ઉત્કૃષ્ટ કરવામા ઉપ યોગી નથી તે તેને સમજાયુ હતુ. વ્યષ્ટિ અને સમષ્ટિ બંને જીવ-નને યુરોપની કેળવણી લાભકારક નથી તે તેણે જોઈ લીધુ હતુ આપણી વિદ્યા સવને ઉપયોગી થઇ શકે તેવી તેને લાગી હતી વડો-દરામા ૧૨ વરસના જીવનમા તેને ઘણો ઉપયોગી અનુભવ મળ્યો હતો અને તે જરૂરનો હતો કારણકે તે પાછલી જીદગીમા તેને બહુ ઉપયોગી થયો હતો

વડોદરામાં અરવીંદબાબુએ અનેક જગ્યા ઉપર કામ કરી અનુભવ લીધો હતો પહેલાં ખાનગી ખાતામા, ત્યાંથી દીવાનની ઓફીસમા, પછી સ્ટેટની કોલેજમાં પ્રોફેસર તરીકે અને થોડો વ-ખત ના ગાયકવાડના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે કામ કર્યું હતું છેવટે કોલેજમાં વાઇસ પ્રીન્સીપાલ તરીકે ( મહીને ૭૫૦ ના પગારથી )

હોદો ભોગવતા હતા. જગતની નજરે તે બહુ સારી પાયરીએ ચડ્યા હતા, કોલેજમાં પોતાના વિષયો બહુ અસરકારક રીતે સમજાવતા તેથી વિદ્યાર્થીઓ તેને બહુ ચ્હાતા હતા અને લોકોને પણ તેના પ્રત્યે ઘણુ માન હતું. ના. ગાયકવાડ સરકાર પણ તેને માન આપતા અને બાબુની ઇચ્છા હોત તો વડોદરા જેવા મ્હોટા રાજ્યમાં તે મ્હોટામાં મ્હોટે દરજ્જે પણ ચઢી શકયા હોત, પણ તેના પ્રારબ્ધમાં સુખી જીંદગી નહોતી, પરમાત્માએ તેને માટે વધારે ઉપયોગી કાર્ય નિર્માણ કરી રાખ્યું હતું તેથી તેને વડોદરા છોડવું પડયું.

તે વખતે બંગાળામાં, રાજકીય પ્રવૃત્તિનું બહુ જોર ચાલ્યુ હતું. લોર્ડ કર્ઝને કલકતાનું મ્યુનિસીપલ સ્વરાજ્ય અવ્યવસ્થિત કર્યું હતું. અને પંજાબ અને મુંબઇમાં અન્યાયી ધારા દાખલ કર્યા હતા. બીજા ઘણા કાર્યથી તેણે લોકલાગણી દુઃખાવી હતી અને તેમાં વિશેષે બંગાલાના ભાગલાથી બગાલી લોકો બહુજ ઉશ્કેરાઇ ગયા હતા. અને પોતાની લાગણી દર્શાવવા તેઓએ અંગ્રેજી માલનો બોયકોટ કર્યો હતો. તે નવો યુગ હતો. દેશના પુનઃ ઉદ્ધારનો વખત હતો. નવું જીવન ઘડવાનો સમય આ દેશમાં ઘણી વખત આવ્યો છે. આગળ લોકોમાં જે નાસ્તિક ભાવ આવ્યો હતો તે શ્રી શંકરાચાર્યેજ દુર કર્યો હતો અને લોકોને આસ્તીક કર્યાં હતા. યુરોપમાં પણ ૧૬ મા સૈકામાં લુથરના ધાર્મિક સુધારાથી નવો કાળ આવ્યો હતો. ૧૮ મા સૈકામાં યુરોપમાં સ્વતંત્રતા, સમભાવ અને ભાતૃભાવના ઉપદેશથી ધર્મનીજ અમર થઇ હતી. જાપાનમા પણ ૪૦ વર્ષ પહેલાં એવા ફેરફાર થયા હતા. તેજ પ્રમાણે ચીન અને હિંદુસ્તાનમાં પણ નવું જીવન ઘડવાના ઘણા પ્રસંગો બનેલા હતા. તેમાં બંગાળાના

ભાગલાએ ખાસ ધ્યાન ખેંચે તેવો ખળભળાટ લોકોમાં જાગૃત કર્યો હતો.

બંગાલાની તે વખતની ચળવળ એ પ્રભુએ આપણું જીવન સુધારવાની એક તક આપી છે એમ અરવીંદને લાગ્યું. ૧૮૯૯ માં તેણે 'ઇંદુપ્રકાશ''માં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ ઉપર કેટલીક ટીકા લખી હતી. '૯૦૫ માં તે પોતે જાતે જ બંગાલાની વસ્તુસ્થિતિ તપાસવા ગયા હતા. ૧૯૦૫ ની ૭ મી ઓગષ્ટે બંગાલી લોકોએ અંગ્રેજી માલ નહી વાપરવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વખતે વંદે માતરમ'નું નામ લેવાની પણ લોકોને મનાઇ થઈ હતી. વિદ્યાર્થીઓને સભામાં જવાની મનાઇ કરવામાં આવી હતી. આ વખતે અર-વીંદે તેમની સ્ત્રી મૃણાલીનિને એક પત્ર લખ્યો હતો, તે મનન ક-રવા યોગ્ય છે.

૧૯૦૫ ઓગસ્ટે બંગાળી લોકોએ અંગ્રેજી માલ નહી વાપ-રવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વખતે " વંદે માતરમ " નું નામ લેવાની પણ લોકોને મનાઇ કરવામા આવી હતી. વળી ૧૯૦૫ ની કોન્ગ્રેસે ઠરાવ કર્યો હતો કે બંગાલાની ઓયકોટની હીલચાલ વ્યાજબી હતી. ૧૯૦૬ ના માર્ચમાં બારીસાલમાં મળેલ પ્રોવીન્સી-યલ કોનફરન્સ પોલીસના દબાણથી ભાગી પડી હતી. કોનફરન્સમા અરવિંદ હાજર હતા. તેણે વડોદરામાં પાછા આવી એ બાબત ઉપર એક જાહેર ભાષણ આપ્યુ હતું. પણ આ વખતે તે વડેદરામાં બ-હુજ થોડો વખત રહ્યા હતા. ૧૯૦૬ ના જુલાઇમાં તે કલકત્તા આવ્યા અને ત્યાર પછી ત્યાંજ રહ્યા.

તે વખતે લોકોને સરકારી કેળવણીનો અભાવ થયેલો હોવાથી

૭ મી નવેંબરે નેશનલ કોલેજ સ્થાપવામાં આવી અને અરવીંદ ઘોષ તેના પહેલા પ્રીન્સીપાલ થયા. પણ તે કોલેજની કાઉન્સીલના મેંબરો સ્વતંત્ર રીતે કોલેજ ચલાવી શક્યા નહી અને તેથી અરવીંદની સ્થિતિ ઘણી મુશ્કેલ થઇ પડી હતી. તેથી તે પોતાના મનોરથ પુરા કરી શક્યા નહી. તેના વિચાર એટલા ઉત્તમ હતા કે જો તે અમલમાં આવી શક્યા હોત તો તે આખા દેશને લાભકારી થાત.

To actualise the deepest God-consciousness of human life in the outer life and appointments of men એટલે સર્વ પ્રકારના મનુષ્ય જીવનમાં સર્વ પ્રકારથી પ્રભુનો સાક્ષાત્કાર કરી પ્રભુમય જીવન કરવું એ અરવીંદનો ખાસ ઉદ્દેશ હતો.

પણ નિરાશ થયા વગર અરવિંદ બાબુએ પોતાની પ્રવૃત્તિ બીજી દિશામાં વધારી 'વંદે માતરમ્' જે પત્ર બીપીનચંદ્ર ચલાવતા હતા તેમાં અરવિંદબાબુએ લેખ લખવા શરૂ કર્યા, અને ધીરે ધીરે તેના મુખ્ય લેખો લખવાનું કામ અરવીંદના હાથમાં આવ્યુ એક નવી જોઇન્ટ સ્ટોક કંપની કરી તે પત્રને દૈનિક કર્યું અને અરવીંદ ઘોષના લખાણથી તે એક દીવસમાં લોકપ્રિય થયું. તેનું નિર્ભય લખાણ, તેની શૈલી, અંગ્રેજી ભાષા ઉપર તેનો કાબુ, તેના ઉમદા વીચાર. અને તેના સ્વદેશાભિમાનથી તે પત્ર બહુ પ્રસિદ્ધ પામ્યું. "વંદે માતરમ્" લોકોનું જ પત્ર થયું. એટલા ટુંક સમયમાં કોઇ પણ પત્ર એવું પ્રખ્યાત થયું જણાયું નથી.

"વંદે માતરમ્" ના લેખો લોકોને બહુજ પસંદ હતા. જો કે તે લેખો લખવામાં બાબુ શ્યામસુંદર ચક્રવર્તી (કે જેને પાછળથી સરકારે દેશનિકાલ કર્યા હતા.) તેની મદદ હતી.

અરવીંદ સુરતની કોંગ્રેસમાં ભાગ લેવા ગયા ત્યારે તે યોગીને ત્યાં મળ્યા હતા અને તેની પાસે પોતાની જીજ્ઞાસા જણાવી ત્યાંથી અને વડોદરા ગયા અને ત્યાં તે યોગીએ અરવીંદને એક મકાનના ત્રીજા માળના એક ઓરડામાં લઇ જઇ કહ્યું કે "આ ઓરડામાં એકાંતમાં બેસો અને જો મનની અંદર કોઇ પણ વિચાર આવે તો તરત મનમાંથી કાઢી નાખજો. મનની અંદર એકે વિચાર આવે નહી તે સ્થિતિ પહેલાં પ્રાપ્ત કરવી જોઇએ" આવી રીતે દઢ મન રાખી ત્રણ દીવસમાં અરવીંદે પોતાના મનમાંથી સર્વ વિચાર કાઢી મનને તદન નિર્મળ કર્યું અને તે નિર્મળ મનમાં તેને બ્રહ્મસાક્ષાત્કાર થયો.

થોડા દીવસ પછી તેને તે યોગી સાથે મુંબાઇ આવવાનું થયું. મુંબઇ આવ્યા કે એક જાહેર ભાષણ આપવા લોકોએ તેને આગ્રહ કર્યો. તે ઉપરથી તેણે તેના ગુરૂ-યોગીને જણાવ્યું કે મારૂં મન તમે તદન શાંત કરાવેલ હોવાથી મને કાંઇ વિચાર આવતા નથી તો હું જાહેર ભાષણ શી રીતે આપી શકીશ તે મને ખબર પડતી નથી. તેના ગુરૂએ કહ્યું: 'કાંઇ ચિંતા નહી, ભાષણ કરવા જવા પહેલાં આપણે સૌ અહીં પ્રાર્થના કરીશું અને ભાષણ કરતાં પહેલાં પણ તમારે પ્રાર્થના કરી પછી ભાષણ શરૂ કરવું અને તે વખતે જે શબ્દો જીભ ઉપર આવે તે બોલવા." તે ઉપરથી તેણે જાહેર ભાષણ આપવાનું કબુલ રાખ્યું અને ગુરૂના ઉપદેશ પ્રમાણે ભાષણ શરૂ કર્યું એમ કહેવાય છે કે તે ભાષણ ઘણુંજ અસરકારક થયું હતું પણ અરવીંદ બીજુ ભાષણ કરી બેસી ગયા પછી તેણે પોતાનું મન તપાસ્યું તો તેને જણાયું કે તે મન તો પહેલા જેવું જ શાંત હતું, તેમાં કોઇ વિચાર આવેલજ નહોતા એમ લાગ્યું. ભાષણમાં જે કંઇ ઉપદેશ લોકોને અપાયો હતો તે પરમાત્માએજ તેના મુખદ્વારા આપેલ હતો.

મુંબઈ છોડી પુના, નાગપુર વિગેરે સ્થળે જવાનું થયું અને ત્યાં પણ લોકોના આગ્રહથી ઘણા ભાષણો આપ્યાં અને તે બધાં મુંબઈના ભાષણની માફક કાંઈ પણ પહેલેથી વિચાર કર્યા વગર આપેલ હતાં. પ્રભુ જ તેના હૃદયદ્વારા લોકો સમક્ષ તે ભાષણ આપતા હતા. એમ તેને સ્પષ્ટ લાગ્યું. એ પ્રમાણે અરવીંદ બાબુ આધ્યાત્મિક અનુભવમાં વિકાસ પામતા હતા.

આવી રીતે પોતાની મુસાફરી પુરી કરી સને ૧૯૦૮ ના જાન્યુઆરીમાં તે કલકત્તા આવ્યા. ત્યા બે મહિના પછી તે રાજદ્રોહના કાવત્રાં માટે પકડાયા હતા અરવીંદને તે બાબતની પાછળથી ખબર પડી હતી પણ પોતે નિર્દોષ હોવાથી પોતાના બચાવ માટે કાંઈ પણ પ્રયત્ન કરવાની તેણે ઇચ્છા રાખી નહી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે અરવીંદ તદ્દન નિર્દોષ હોવાથી તેને પકડવામાં જે યુરોપીયન પોલીસોને હુકમ થયેલ તેણે રાજીનામાં આપ્યાં હતાં, અને અરવીંદને પકડવાની ના પાડી હતી અંતે તેઓ પકડાયા અને જ્યારે પોલીસ તેને લાલબજારમાં લઈ ગયા ત્યારે થોડો વખત તેની શ્રદ્ધા ઓછી થઈ અને પોતાના હૃદયમાં રહેલ પરમાત્માને પુછ્યું; " મારે માટે આ શું બને છે? મને લાગતું હતું કે મારે મારા દેશપ્રત્યે ફરજ બજાવવાની છે. અને તે બરાબર બજાવાય ત્યાં સુધી મને તારૂં રક્ષણ મળશે " એમ વિચારમાં ત્રણ દીવસ ચાલ્યા ગયા. ત્રીજે દીવસ અંદરથી અવાજ આવ્યો કે " ધીરજ રાખ અને જે બને છે તે જોયા કર. " લાલ બજારમાંથી તેને અ પુ ની જેલમાં લઈ ગયા. પ્રભુ પોતાને શી આજ્ઞા આપે છે અને પોતાને શું કરવાનું કહે છે તેની રાહ જોઈ બેઠા. ત્યાં એકાંતમાં પ્રભુએ તેને કહ્યું કે " આત્મવિકાસ માટે અને આત્માનુભવ માટે તને એકાંતની જરૂર હોવાથી અને તારા કામમાં તને આસક્તિ હોવાથી તું છોડતો ન હોવાથી મેં તને જેલમાં એ-

કાત આપી છે " તે વખતેજ જેલમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ તેના હાથમાં ગીતા આપી અને ગીતાનુ જે રહસ્ય અર્જુનને સમજાવ્યુ હતુ તે તેને સમજાવ્યુ પ્રભુએ કહ્યુ " મારૂ કામ કર, સુખદુઃખના કદ્રથી અતીત થા, ફળનો ત્યાગ કર, મારૂ હથીયાર થા, ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ, મિત્ર અને શત્રુ, લાભ અને અલાભ, સર્વ તરફ સમભાવ રાખ, છતા મારા કામમા બેદરકાર થઇશ નહી."

જેલમા પહોંચતાં સૌને જુદા રાખવામાં આવ્યા. ત્યારબાદ થોડા વખત પછી સૌને એક ઓરડામા ભેગા રાખ્યા હતા એક ઓરડામાં સૌની સાથે રહેવા છતાં પોતે એકચિત્તથી ધ્યાનનો યોગ અભ્યાસ વધારી શકતા હતા જેનમાથી સૌને કોર્ટમાં લઇ જતા ત્યારે કોર્ટમા કેસ કેવી રીતે ચાલે છે તે તરફ કોઈ તહોમતદારનુ લક્ષ નહોતુ, કોર્ટમાં બધા તહોમતદાર યોગનો અભ્યાસ કરતા હતા. એક વખત જ્યારે સરકારી માણસની જુબાની લેવાનો સમય આવ્યો ત્યારે તેના હૃદયમા પ્રભુએ આદેશ આપ્યો કે હવે તારો સમય કેમ તરફ ધ્યાન રાખ " તે ઉપરથી થોડો વખત તેમણે કેસ તરફ ધ્યાન રાખ્યુ હતુ

જ્યારે નીચલી કોર્ટમા કેસ શરૂ થયો ત્યારે પ્રભુએ તેને કહ્યું" જ્યારે તને જેલમા લઇ ગયા ત્યારે તારી દઢતા ઓછી થઈ નહોતી ! અને મારૂ શરણ માગ્યુ નહોતુ ! તો હવે માજીસ્ટ્રેટ સામુ જો, તારા વકીલ તરફ જો." તેમણે જોયુ તો તે માજીસ્ટ્રેટ નહોતા તે વાસુદેવ હતા—સાક્ષાત નારાયણ જ ન્યાયાસન પર બેઠા હતા. વકીલ તરફ જોયુ તો તેને જણાયુ કે તે તેના પ્રેમી મિત્ર સાક્ષાત શ્રીકૃષ્ણ હતા પ્રભુએ તે વખતે તેને હૃદયમાં કહ્યુ " હું સર્વમાં છુ. અને સર્વ ક્રિયા ચલાવુ છુ, હુ તારૂં રક્ષણ કરૂ છુ તું બીક રાખ નહી, તારો કેસ મને સોંપી દે. "

ત્યાર પછી જ્યારે તેમનો કેસ વડી કોર્ટમાં ચાલવો શરૂ થયો ત્યારે પોતાની સાથે કેટલાક ગેરવ્યાજબી તહોમત હતાં તેને માટે પોતાના વકીલને કેટલીક સુચના આપવા માટે લખવા બેઠા પણ તેટલામાં તેને વકીલ ફેરવવો પડયો અને તેના પરમમિત્ર શ્રીયુત ચીત્તરંજનદાસ બારીસ્ટર તેમનો બચાવ કરવા વગર ફીએ આવ્યા, તેને જોઇ અરવીંદને ઘણો સતોષ થયો. પણ છતાં તેને સુચના લખવાની હતી તે લખવા બેઠા, પણ તેટલામા પ્રભુએ તેને આદેશ આપ્યો કે —

"આ માણસ તને બચાવશે, તારે કાંઇ લખવાની જરૂર નથી. હુ તેને ઘટતી સુચના આપીશ" તે દિવસથી તેઉ પોતાના લખાણના કાગળ ફાડી નાખ્યા અને પોતાના વ ી ન સી આર દાસને કાંઇ પણ સુચના આપી નહીં. તે પ્રમાણે વારંવાર પ્રભુ તેને હિંમત આપતા હતા.

જેલની અંદર જેલરોએ જેલ સુપ્રીન્ટેન્ડન્ટ જે એક અંગ્રેજ હતા તેને કહ્યુ કે "આ માણસને સવાર સાંજ બે વખત અરધો કલાક બહાર ફરવાની છુટ આપો તો સારૂ." તે ઉપરથી તેમને બહાર ફરવ જવાની છુટ મળી. જ્યારે બહાર ફરવા ગયા અને પોતાના કેદખાના તરફ નજર કરી જોયુ ત્યારે તેમને લાગ્યુ કે તે કેદખાનું નહોતુ. સર્વ વાસુદેવમય લાગ્યુ જેલની સામેનાં ઝાડ, જેલના મણીશ, જેલનાં કપડાં સર્વમાં તેણે પ્રભુને દીઠા તેમણ જેલના બીજા કેદી તરફ નજર કરી જોયુ તો તે પણ ચોર, લુટારા ન લાગ્યા તે પણ વાસુદેવ નારાયણના સ્વરૂપ લાગ્યા.

કેસ ચાલતી વખતે એક સાક્ષીનુ કોર્ટમા ખુન થવાથી બધા તોહમતદારને જેલમાં પાછા છુટા રાખવામાં આવ્યા. તે વખતે અર-

વીંદને પોતાનો યોગ વધારવાને ઘણો વખત મળ્યો. એક વખત તેણે દસ દીવસ સુધી કાંઇપણ ખાધા પીધા વગર એકાગ્રમનથી પ્રભુનું સ્મરણ રાખ્યુ હતુ અને દશ દીવસમાં ફક્ત ત્રણ રાત્રીજ જરા ઉંઘ લીધી હતી. અને રજોગુણી અને તમોગુણી વિચારો એકદમ બંધ કર્યા હતા, તે સમયે પ્રભુએ તેને અનેક ચમત્કારો બતાવ્યા હતા, દેવ, દેવીઓ, અપ્સરાઓ, દેવલોક વિગેરે જોવાની અને અનેક પ્રકારની સિદ્ધિઓ તેનામાં સહજ આવવા લાગી. કેટલીક વખત જોરમાં તે જમીનથી એક હાથ અદ્ધર બેસતા હતા. સામાન્ય મનુષ્ય આવી સિદ્ધિઓમાં ફસાયા વગર રહે નહી પણ અરવીંદનુ મન દૃઢ હતું અને તે સર્વ સિદ્ધિઓ મળ્યા છતાં સર્વથી અતીત થઈ રહી શક્યા હતા.

સાયન્સથી પણ જે શક્તિઓનો અનુભવ થઇ શકતો નથી તેવી અનેક શક્તિ તેમના અનુભવમાં આવી અને સનાતન ધર્મનું ખરૂં રહસ્ય તેમના સમજવામાં આવ્યું.

વડોદરામાં જ્યારે તેમણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો હતો ત્યારે તેમને ઇશ્વર છે કે નહી તે વિષે પણ શંકા હતી પણ વેદના રહસ્યથી અને ગીતાના ઉપદેશથી તેમના ઉપર ઘણી અસર થઇ હતી તેથી તેમને લાગ્યુ કે વેદાન્તને આધારે યોગાભ્યાસ કરવાથી લાભ થવા સંભવ છે. તે વખતે તે પ્રભુને કહેતા કે " જો તું હો અને મારૂં હૃદય જાણતો હો તો જાણજે કે મારે મારે માટે મુક્તિ જોઇતી નથી. બીજા જે માગે છે તે હું માગતો નથી, હું ફક્ત મારા દેશનો ઉદ્ધાર કરવાનું બળ માગું છુ. જે દેશને હું ચાહું છું, તેને હું મારૂં જીવન અર્પણ કરવા માગુ છુ, અને તેનું ભલું કરવા મને જોઇતી શક્તિ આપ. "

યોગનો અભ્યાસ તેમણે ઘણી વખત કર્યો હતો પણ જેવી અનુકુળતા તેમને જેલમાં મળી તેવી બીજી જગ્યાએ મળી નહોતી, જેલમાં તેમણે પ્રભુને કહ્યું· "મને તારો આદેશ આપ. શુ કરવુ, કેમ કરવુ, તે મને ખબર નથી. મને તારો આદેશ આપ" તેના જવાબમાં તેમને બે આદેશ મળ્યા હતા એક તો પ્રભુએ કહ્યુ કે "મેં તને જે કામ સોપેલ છે તેમા આ દેશનો ઉદ્ધાર કરવાનુ છે. થોડા વખતમાં તુ જેલમાંથી છુટીશ. મારે તને જેલમાં રાખવો નથી." બીજો આદેશ એ હતો કે "તને આ એકાત આપી છે તે જ સનાતન ધર્મ મારે જગતમાં પ્રસરાવવો છે તેજ ધર્મ મેં આગળ ઋષીમુનીઓદ્વારા, સાધુદ્વારા, અવતારદ્વારા ફેલાવેલ છે. બીજા દેશોને આ ધર્મ સમજાવવા માટે હિંદનો ઉદ્ધાર કરવાનો છે. હિંદે પોતે પોતાને માટે સ્વાર્થીજીવન હજુ સુધી ગાળેલ નથી. હિંદ જગતના કલ્યાણ માટેજ જીવેલ છે અને જગતનું કલ્યાણ કરવાથી તેની મોટાઇ વધશે.'

એ પ્રમાણે જેલમા અનેક વખત પ્રભુના આદેશથી પોતાનું જીવન ઉત્તમ કર્યું. ૧૨ મહિના પછી એસેસરોએ અને ન્યાયાધીશે તેમને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા.

જગતમાં મનુષ્ય જીવનનો ખાસ હેતુ શું છે તે જણાવવા માટે તે કહેતા કેઃ—

"જગતમાં મનુષ્યજીવનનો ખાસ હેતુ તેના પુરૂષાર્થનું કારણ એજ જોઇએ કે જેથી તે પ્રભુને ઓળખે, તેનો બાહ્યજીવનમાં અનુભવ કરે અને આ અનુભવ ત્યારેજ પુરો થાય કે જ્યારે મનુષ્ય રૂપે, કુટુબ રૂપે, સમાજ રૂપે, દેશ રૂપે, અને જગત્ રૂપે, તે તેની પ્રભુતાથી પૂર્ણ થઇ શકે"

અને આટલો વિકાસ કરવા માટે તે કહેતા કે·—આપણે વેપા-

રમાં, ઉદ્યોગમાં. કેળવણીમાં, રાજ્યતંત્રમાં, સર્વ પ્રકારના મનુષ્યજીવનમાં સ્વતંત્ર સ્વદેશી થવું જોઇએ.

તેનું સ્વદેશાભિમાન બહુ ઉગ્ર છે. પણ એવા સ્વદેશાભિમાની પુરૂષનો માર્ગ સરળ હોતો નથી, અને આગળ જણાવ્યા પ્રમાણે તેમને ૧૨ મહીના જેલમાં રહેવું પડ્યું હતું. જેલમાંથી છુટયા પછી પોતાના કાકા કૃષ્ણકુમાર મિત્રને ઘેર આવ્યા. અને થોડા વખત પછી ઘણે સ્થળે જઇ જાહેરભાષણો આપ્યાં, તે વખતે લોકોને તેમના ઉપર અતિશય લાગણી થઇ આવી હતી. કેટલાક લોક એટલે સુધી કહેતા કે તેમના વિચાર બહુ આગળ પડતા છે પણ પોતાના દેશને માટે જે ઉત્તમ ઉદ્દેશો તેમણે રાખેલ હતા તે વિષે કોઇને શંકા નહોતી.

તેમના ભાષણોથી લોકો ઉપર જાદુઇ અસર થતી હતી અને તેને પરિણામે તેમના ઉપર બીજું સંકટ આવે તેવો સંભવ હતો. તેમણે પ્રભુનો પોતાના હૃદયમાંથી સાક્ષાત્કાર કરેલ હોવાથી તે બાબતની તેમને અગાઉથી ખબર પડી હતી, તેથી તે કલકત્તાથી ચંદ્રનગર ગયા ચંદ્રનગરથી પ્રભુની આજ્ઞા પ્રમાણે એક મછવામાં તે કલકત્તા આવ્યા અને તે વખતે જ ત્યાંથી નીકળતી એક ફ્રેંચ સ્ટીમરમાં દાખલ થયા. ત્યાં જઇ તેના કપ્તાનને પોતાની પાસે જે જુજ રકમ હતી તે આપી કહ્યું કેઃ મારે પોંડીચેરી જવું છે. તે સ્ટીમરના કપ્તાનને તેમના ઉપર દયા આવવાથી તેમને પોતાનીજ સ્ટીમરમાં પોંડીચેરી પહોંચાડયા. આ પ્રમાણે ૧૯૦૯ માં અરવીંદ પોંડીચેરી ગયા અને હજુ સુધી ત્યાંજ છે.

પોંડીચેરીમાં તે તત્વચિંતનમાં અને યોગાભ્યાસમાં પોતાનું જીવન ગાળે છે. ત્યાં ગયા પછી પણ તેમને થોડા વખત સંકલ્પવિકલ્પ થતા હતા કે રાજદ્વારી જીવનથી કે ધાર્મિક જીવનથી કઈ

રીતે હું દેશનું કલ્યાણ કરી શકીશ છેવટે ઇશ્વરના આદેશથી પોતાનો જીવનક્રમ નક્કી કર્યો કે જે પ્રમાણે તે હાલ જીવન ગાળે છે. પોતે પોતાના મકાનની દીવાલની બહાર કોઇ દીવસ જતા નથી પોંડીચેરીમાં કોઈ અંતકાળને વખતે તેમનાં દર્શન કરવા વિનતી કરે છે તો વર્ષમાં એક બેવાર તે વખતે પોતાના મકાનની બહાર જાય છે

પોંડીચેરીમાં એક ફ્રેંચ તત્વજ્ઞાની પોલ રીચર્ડની સલાહથી તેમણે એક "આર્ય" નામનુ માસીક સને ૧૯૧૪, તા ૧૫ મી ઓગસ્ટે એટલે પોતાની ૪૨ મી જન્મતીથીએ શરૂ કર્યું છે પોલ રીચર્ડને ગઇ લડાઇમાં લડવા ફ્રેંચ રાજ્ય તરફથી ચુંટવામાં આવ્યા હતા પણ ફ્રાન્સના ડાકટરે બેવાર તેનુ શરીર તપાસી કહ્યુ કે તે લડવાને લાયક નથી, તેથી તેને લડાઇને મોખરે મોકલવામા આવ્યા નહી હાલ તે તથા તેની સ્ત્રી મીરા જાપાનમાં વસે છે અને ત્યાંથી એક લેખ 'આર્ય" ને માટે દર મહિને મોકલે છે

"આર્ય" મા તે એવા ઉત્તમ લેખો લખે છે કે જેને તે બરાબર સમજાય છે તેને ખાત્રીપૂર્વક લાગે છે કે લખનાર કોઇ અવતારી પુરૂષ છે

વીલીયમ આર્ચર નામના એક વિદ્વાન અગ્રેજે આપણા દેશના રીત, રીવાજ, જ્ઞાન, વિદ્યા ધર્મ વિગેરે તપાસી ઇન્ડીઆ એન્ડ ફ્યુચર એ નામનુ એક પુસ્તક લખેલ છે તેમા તે એવા નિર્ણય ઉપર આવેલ છે કે હિંદુસ્થાનના વતની જગંલી દશામાં છે તેનો સુધારો અને બધુ જીવન જંગલી હાલતમાં છે, તેની વિદ્યા વહેમી, રીત રીવાજ કઢંગા અને પુરૂષાર્થમા વિઘ્નકર્તા છે અને જ્યાં સુધી તે યુરોપીયન ઢબની કેળવણી લઇ યુરોપની વિદ્યાના સસ્કાર નહી પામે ત્યાં સુધી જગતમા તેને સ્થાન મળી શકે તેમ નથી એવા તેના

અભિપ્રાય સામે કલકત્તાના હાલના બાહોશ જજ સર જોન વુડરોફ કે જેણે આપણા તત્ત્વશાસ્ત્રનો સારો અભ્યાસ કરેલ છે તેણે પોતાના પુસ્તક ઇઝ ઇન્ડિઆ સીવીલાઇઝડ એમાં વીલીયમ આર્ચરને જવાબ આપેલ છે અને તેમાં સિદ્ધ કરી બતાવ્યું છે કે હિંદુસ્થાનની વિદ્યા, તેનો સુધારો, જગતના બીજા કોઇપણ દેશથી ઉતરે તેમ નથી, એટલુંજ નહી પણ બીજા દેશ કરતાં ઘણે પ્રકાર ચડતો છે. તે કહે છે કે આ દેશનું જ્ઞાન, જીવન, આર્યને શોભે તેવું છે અને તેવા આર્યો અહીં આગળ હતા પણ વર્તમાનકાળમાં તે પ્રમાણે ઉત્તમ જીવન ગાળનાર આર્યો નજરે પડતા નથી પણ તે કારણથી અહીં વિદ્યા રોપાન હતી એમ કહી શકાતું નથી.

વીલીયમ આર્ચરને બીજો જવાબ લાલા લજપતરાયે "મોર્ડન રીવ્યુ"માં આપેલો છે.

અને તેને ત્રીજો જવાબ અરવીંદ ઘોષે પોતાના માસીક "આર્ય" માં આપેલો છે. તે જવાબ ખાસ મનન કરવા લાયક છે. આ લેખમા તેનો વિસ્તાર થઇ શકે તેમ નથી તોપણ કેટલીક અગત્યની બાબત કે જે હાલમાં લોકો સ્પષ્ટ રીતે સમજી શકતા નથી તે ટુકમાં આપવી યોગ્ય લાગે છે. આગળ આ દેશમાં કેવા આર્યો થતા હતા, આપણી વિદ્યા કેવી રીતે દીપાવતા હતા અને તે વિદ્યાનું બળ કેટલું હતું, તે વર્તમાનકાળની મુશ્કેલીઓમાં કેમ વાપરી શકાય તે બાબુ બહુજ આશ્ચર્યકારક રીતે સમજાવે છે.

પહેલો અતિ ઉપયોગનો પ્રશ્ન એ છે કે આપણી વિદ્યા યુરોપની વિદ્યા કરતાં ઉત્તમ છે. તો આપણી અધમ-પરતંત્ર દશા શા માટે છે, યુરોપની વિદ્યા, શરીર પ્રાણ અને મનનો વિકાસ કેમ થાય તે સમજાવે છે અને આપણી વિદ્યા શરીર પ્રાણ અને મન ઉપરાંત

ગમે તે પ્રકારનું જીવન એવી રીતે ગોઠવવું જોઇએ કે જેથી દરેક મનુષ્ય સૌના હૃદયની અંદર રહેલ એક પરમાત્માને ઓળખે, તેને પોતાનો કરે, તેનો આનંદ સ્વતંત્ર રીતે લઇ શકે અને પોતાના જીવનમાં તે આનંદ ઉતારી પોતાના દ્રષ્ટાંતથી બીજાને આનંદ આપી શકે.

આત્મનિર્ણય-( Self-determination ) માટે જે અવાજ હમણાં નીકળેલો છે તે વિશે અરવીંદ લખે છે કેઃ

આત્મનિર્ણયનો ખરો અર્થ એ છે કેઃ સૌ મનુષ્ય પ્રાણીમાં, પુરૂષ, સ્ત્રી, બાળક, તેમજ તેઓના બનેલ સમાજમાં, વિકાસ પામતા વિકાસ પામેલા નાના કે મોટા સૌમાં એક આત્મા છે, એક જીવ છે. કે જેને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પોતાને અનુકૂળ પડે તેવું જીવન ગાળવાનો, અને પોતાનું જીવન પરમાત્માને આનદ લેવાનું સ્થાન બને—તેવું કરવાનો હક છે. આ સ્વધર્મ બીજા સર્વ ધર્મથી વધારે ઉપયોગી છે. તેને માટે ગમે તે તંત્ર ગોઠવવામાં આવે, ગમે તે ઉપાય યોજવામા આવે, ગમે તે સુધારા દાખલ થાય ગમે તે કાયદા ધારાધોરણ ઘડાય. પણ તે આ સ્વધર્મ પ્રમાણે આત્મનિર્ણય કરવામાં આડે આવે તેવા થવા જોઇએ નહીં." અરવીંદ કહે છે જે સ્વરાષ્ટ્ર એટલે આત્મજ્ઞાની થઇ શકે છે તે જ આત્મશક્તિથી સમ્રાટ એટલે જગતની શક્તિનો માલેક થઇ શકે છે, અને પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા વિગેરેનું સામ્રાજ્ય લઇ શકે છે. જગતના સ્વતંત્રમાં સ્વતંત્ર વસ્તુ આત્મા છે. તેનાથી વધારે સ્વતંત્ર કોઇ સત્તા નથી. તેની જે દેશને ખબર નથી તે દેશને સ્વતંત્ર માનવો. જે દેશની પેઢીમાં આત્મા જેવી વસ્તુનો ઉપયોગ થતો નથી તેની પાસે તેના જેવા નકલી સુધારા માગવાથી આપણું શ્રેય થવા સંભવ નથી.

તેમાં આપનારનો દોષ નથી. તેની પાસે જેવું હશે તેવું આપશે. તેની પાસે જે છે તેમાં આત્મવિકાસની ગંધ પણ ન હોવાથી તે જે આપશે તે આપણને આપણા જીવન જેવું કરવું જોઇએ તેવું કરવામાં ઉપયોગ થશે નહી.

તે માને છે કે અંગ્રેજી પ્રજાના વિચાર પરમાર્થી છે પણ તે પ્રજા જ્યારે તે વિચાર ક્રિયામાં લાવે છે ત્યારે સ્વાર્થદ્રષ્ટિથી તેનો અમલ કરે છે.

અરવીંદનું માનવું છે કે હિંદુસ્થાન સ્વધર્મથીજ પોતાનું અને જગતનું કલ્યાણ કરી શકશે. સ્વધર્મ એટલે બહારથી જેટલું મળે તેટલું બધું તજી દેવું એમ નહી પણ તેમાંથી જેટલું આપણા આત્મવિકાસમાં અડચણ ન કરે તે સ્વીકારવું. આપણી જુની રૂઢીઓ આપણને ઘણે પ્રકારે નડે છે. તેમાં ફેરફાર કરવાની જરૂર છે. એટલે કે જે સમાજનું બંધારણ એવું હોય કે જેથી આપણા બંધુઓ કાયમને માટે હલકી દશામાં રહે, હલકું જીવન ગાળે તે બંધારણ ધિક્કારને પાત્ર છે.

તેજ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિ પણ ખાસ જરૂરની છે, અને તેનું કારણ પણ ઉપર જણાવ્યું તે લાગુ પડે છે.

પણ બાબુ કહે કે જે જે ફેરફાર આપણે કરીએ તે યુરોપીયન ઢબના હોવા જોઇએ નહી.

"બીજાનું જે સારૂં હોય તે ગ્રહણ કરવું એનો અર્થ હું એમ કરૂં છું કે યુરોપમાંથી જે આપણને સારૂં મળે તે ત્યાં જેવું હોય તેવું સ્વીકારવું નહીં પણ તેનો શું ઉપયોગ છે, તે આપણા જીવનમાં, આપણા આત્મવિકાસમાં કામ આવી શકે તેમ છે કે નહી અને આવી શકે તો કેવી રીતે, કયા રૂપમાં, કયા પ્રકારથી, કેવા બંધારણથી વિગેરે નક્કી કરીને આપણું જીવન ઉત્કૃષ્ટ કરવું જોઇએ."

જગતની શાંતિ બાબતમાં તે લખે છે કેઃ જ્યાં સુધી મનુષ્યનું હૃદય શાંતિને લાયક થશે નહીં ત્યાં સુધી જગતમાં શાંતિ રહે તે બના શકે તેમ નથી.

અરવીંદ કહે છેઃ સચ્ચિદાનંદ પ્રભુએ પહેલાં આકાશ, વાયુ, તેજ, પાણી, અને પૃથ્વી ઉત્પન્ન કર્યા અને તેમાંથી અનેક પ્રકારનાં જીવન તૈયાર કરી તેમા પોતે પ્રવેશ કર્યો તેથી નીચેથી ચડતાં આપણને પહેલાં પૃથ્વી અથવા અન્નમય શરીરનો અનુભવ થાય છે અને જડવત્ જીવન શરૂ થાય છે. આ જીવન તદન જડ નથી કારણ કે કેટલાક પથ્થર પણ ઉગતા જોવામાં આવે છે તેથી તેમાં પ્રાણ છે એમ ખબર પડે છે. તે જીવ ઉત્તમ થતાં વૃક્ષનું શરીર ધારણ કરે છે પણ ત્યાં પણ તેનો વિકાસ ઉમોજ થતો હોવાથી વધારે જગામાં ફરવા માટે પશુ શરીર ધારણ કરે છે. પશુમાં મન છે પણ તે અવ્યક્ત છે તેથી પ્રાણની ઉપરનું તત્વ મન વિકાસ પામે તે માટે તે આકુ પશુ શરીર છોડી મનુષ્ય શરીર ગ્રહણ કરે છે અને તે શરીર તે મનને ઉપયોગમાં આવે તેવું ઉભુ કરી, પૂંછડી વિગેરે કાઢી, આત્મવિકાસને યોગ્ય બનાવે છે. આપણે પાછલા જન્મમાં પશુ શરીરમાંથી આવ્યા છીએ તેનો એક મોટો પુરાવો આપણામાં પશુવૃત્તિઓ જોર કરે છે તે છે અને તે નીચેના દૃષ્ટાંતોથી માલુમ પડે છે.

૧. સ્ત્રી પુરૂષને પશુની માફક એક બીજા વગર ચાલતું નથી, અને તેઓનો વ્યવહાર પશુ જેવો હોય છે.

૨. મનુષ્ય પશુની માફક શરીર અને પ્રાણ જતા રહે ત્યારે પોતાને મરેલ માને છે. ખરી રીતે શરીર અને પ્રાણ જવાથી મનુષ્ય મરતો નથી.

૩. મનુષ્યને પશુની માફક નાચવું ગમે છે.

૪. બાલક બોલતાં શીખે છે કે તરત પોતાની જીભ ગમે તેમ વાપરવા માંડે છે કારણ કે તે પશુ હતો ત્યારે તેને બોલવાનું સાધન ન હોવાથી મજા પડતી નહોતી.

૫. પશુના શરીરનો ભાગ મનુષ્યને આપવાથી માંદા મનુષ્ય સાજા થાય છે. દાખલા તરીકે ડુક્કરની હોજરી મનુષ્યને આપવાથી મનુષ્યની હોજરી સુધરે છે.

૬. પશુનો ખોરાક મનુષ્યને લાગુ પડે છે દ્રષ્ટાંત જે સ્ત્રીને ધાવણ ન આવતું હોય તેને " લેકટગોન " એટલે કપાસીઆનુ સત્વ આપવાથી ધાવણ આવે છે.

૭. મનુષ્ય, સિંહ, વાઘ, સર્પ વિગેરેથી બીવે છે કારણ કે તે જ્યારે એવી યોનીયોમાં હતો ત્યારે બીજાને બીવનુ કારણ હતો.

૮. મનુષ્ય સમજે છે કે માંસ મનુષ્યનો ખોરાક છે કારણ કે તે પશુ હતો ત્યારે બીજા પશુને ખાઇને જ જીવન ગાળતો.

૯. વળી મનુષ્ય પશુની માફક પૃથ્વીમાંથી નીકળેલ હોવાથી તેને પૃથ્વી ઉપર ચાલવું પડે છે. તે અદ્ધર ચાલી શકતો નથી ખરી રીતે તેનામાં એક તત્વ એવુ છે કે જે પૃથ્વીથી બધાએલુ નથી અને જ્યારે મનુષ્ય તેમય થાય છે ત્યારે તે અદ્ધર ચાલી શકે છે.

૧૦ મનુષ્ય પશુની માફક અમુક હદ સુધીજ વસ્તુઓને જોઇ શકે છે. તે સર્વ જગત્ એક વખતે જોઈ શકતો નથી. ખરી રીતે તેનામાં એક આત્મતત્વ એવું છે કે જે સર્વ જગત જુએ છે અને તેમય મનુષ્ય થાય તો તે આખું જગત્ જોઇ શકે છે

તેથી મનુષ્ય આ જગતમાં પહેલો આવેલ નથી તેમ તે મનુષ્ય થઇને જ માત્ર જતો રહેવાનો નથી. મનુષ્યમા મન પ્રધાન છે. મન પ્રમાણે તેના પ્રાણ ચાલે છે અને પ્રાણ પ્રમાણે તેનું શરીર ધારણ

છે મનની ઉપર વિજ્ઞાન છે જે પશુભાવ છોડવાથીજ તેને મળે છે, વિજ્ઞાનની સત્તાથી તેને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે ત્યાં તે ચૈતન્યમય પુરૂષ થાય છે અને વિજ્ઞાનની ઉપર આનંદમય ક્ષેત્ર છે કે જે પોતનું કરી શકવાથી પુરૂષ પુરૂષોત્તમ થાય છે આ વિષય ઉપર શ્રી અરવીંદ ઘોષે ઉત્તમમાં ઉત્તમ તત્વજ્ઞાનના વિચારો લખ્યા છે, આ તેની ફીલસુફી આદી વેદમાં તૈતરીય ઉપનીષદને મળતી આવે છે અને યુરોપમાં ડારવીનના મતને મળતી આવે છે

શ્રી અરવીંદે પોતાના યોગબળથી એટલુ સામર્થ્ય મેળવ્યુ છે કે, એમ કહેવાય છે કે પોંડીચેરીમાં તેનુ શરીર છતાં તે બહારના પ્રદેશોમાં ફરી શકે છે

એક વખત પોંડીચેરીમાં એક ગ્રહસ્થની દીકરી બહુ માંદી પડી હતી અને ઘણી દવા કરવાથી અને અંતકાળ નજીક આવવાથી અરવીંદ પાસે તે હકીકત મુકી, અરવીંદે કહ્યુ તેની દવા છોડી દો, કાલે તે સાજી થઇ જશે તે પ્રમાણે તે છોકરી બીજેજ દીવસે સાજી થઇ હતી અને તે હજુ હયાત છે

એવી રીતે કલકત્તામાં એક માણસ ઘણો માંદો હતો અને ઘણી દવા કરવાથી પણ ફેર ન પડવાથી અને મંદવાડ વધવાથી પોતાના ભાઇ સાથે અરવીંદને ખબર આપી તેને પણ અરવીંદે કહ્યું તેની દવા છોડી દો, તેને પાંચ દીવસમાં આરામ થશે, તે ઉપરથી દવા છોડી દીધી અને તે માણસ હાલ સારી તંદુરસ્તી ભોગવે છે

એક વખત પોંડીચેરીમાં એક માણસ તેને મળવા ગયો હતો તેને અરવીંદે પૂછ્યુ કે તમે શુ ધંધો કરો છો ત્યારે તેણે જવાબ આપ્યો કે હું વેપાર કરૂં છુ તે જવાબ ઉપર તેને વહેમ આવવાથી બીજા ઓરડામાં જઇ સંયમથી સત્ય તપાસ્યુ અને પાછા આવી તે

ઇંદ્રરથને કહ્યું કેઃ તમારા કપાળમાં . સી. આઇ, ડી. લખેલું છે. તમે જુઠુ બોલ્યા માટે હું તમારી સાથે વધારે વાતચીત કરી શકુ તેમ નથી.

એક માણસ તેને આત્મઘાત સંબધી એક પ્રશ્ન પૂછવા ગયો હતો તેને અરવીંદે તે પ્રશ્ન પૂછ્યા પહેલાંજ તેનો જવાબ આપ્યો હતો.

શ્રી અરવીદ જેવા ઋષીમુનિઓ આ દેશમાં એક વખત ઘણા હતા, આપણા ઉપનીષદ્ તેમના અનુભવના ઉદ્‌ગાર છે. અરવીંદના લખાણ પણ અતર્યામીના આદેશ જેવા છે, આ દેશ પોતાની મૂળ ઉત્કૃષ્ટ અવસ્થાએ પાછો ચ્હડે છે એટલુંજ નહી પણ બીજાને સુધારી બીજાના આત્મવિકાસમા મદદ કરે એ આદેશત શ્રી અરવીંદ ઘોષનો ખાસ આદેશ છે.

---

૪

## પ્રકરણ ૨૦ મું.

# સર રવીન્દ્રનાથ ટાગોર.

ઇંગ્લંડ અને અમેરિકા દેશના વિદ્વાન મંડળમાં સન્માન પામેલા બંગાળાના સુપ્રસિદ્ધ કવી બાબુ રવિન્દ્રનાથ ટાગોરની કિર્તિના યશોગાનના સમાચાર આજે વર્તમાન પત્રોદ્વારા દરેકના જાણવામાં આવ્યા છે. લોકપ્રિય વાઇસરોય સાહેબ નામદાર લોર્ડ હાર્ડિંજે તેમને એશિયાખંડના રાજકર્તાની માનનિયપદ્વિ આપી તેમના અત્યંત વખાણ કર્યાં છે તેમજ અમેરીકાના એક સુપ્રસિદ્ધ પ્રોફેસરે તેમને સર્વ જગતના કવિઓના મુકુટમણિની માન ભરેલી ઉપમા આપી છે. એક હિન્દવાસીને સર્વ માન્ય અંગ્રેજો તરફથી આવી રીતે જયજયકાર થયેલો જાણી કોને હર્ષ નહિ થાય ?

હિંદુસ્તાનની સર્વ ભાષાઓમાં બંગાળી ભાષા અત્યારે શ્રેષ્ઠ પદ ભોગવે છે. બંગાળીની સાથે આપણી કાવ્યાભિરૂચિની તુલના કરતાં આપણે અધિક પાછળ છીએ એવું સરકારી રીપોર્ટ અને પુસ્તકના વેચાણના આંકડા તપાસતાં આપણને જણાશે.

રવિન્દ્રનાથના વિલાયતના પ્રવાસ અગાઉ ક્યારનીએ તેમની ખ્યાતિ સર્વ સ્થળે ગવાઇ ગઇ હતી. બંગાળામાં ઠેકાણે ઠેકાણે તેમનીજ કવિતાઓ ગવાતી હતી. તેમની કવિતા વિષે જેવા પ્રકારનો ઉત્સાહ અને આદર ત્યાંના વિદ્વાનોમાં જણાય છે તેનો ઉત્સાહ આધુનિક કવિ માટે ભાગ્યેજ આપણામાં જોવામાં આવે છે.

રવિન્દ્રનાથને જગતના વિદ્યમાન કવિ મંડળમાં જે ઉચ્ચ સ્થાન મળ્યું છે ને કયા યોગથી મળ્યું છે તેનું કાંઇક સ્પષ્ટિકરણ થવા માટે તેમનું ચિત્ર આજે વાચકો સમક્ષ રજુ કરવુ યોગ્ય ધારૂં છુ

બંગાળાના સુપ્રસિદ્ધ ટાગોર કુળમાં સને ૧૮૬૧ ની સાલમાં કવિ રવિન્દ્રનાથ ટાગોરનો જન્મ થયો હતો. તેમના પિતાનુ નામ દેવેન્દ્રનાથ ટાગોર છે દેવેન્દ્રનાથની વિદ્વતા, ચિકિત્સકબુદ્ધિ, ઇશ્વર-પ્રત્યે શ્રદ્ધા, અને વિવેક આદિ સદ્ગુણોથી તેમને મહર્ષિની ઉપમા આપવામાં આવી હતી. તેમનો જન્મ જો કે શ્રીમાન કુટુંબમાં થયો હતો પરંતુ તેમના પિતાના મરણ વખતેજ તેમના ઉપર દરિદ્રાવસ્થા આની પડી હતી. તેમના પિતાની મિલકત જે કંપનીમાં રોકી હતી તે કંપનીના દેવાળામા તેમની પણ મિલકત ગઇ અને કંપનીનું દેવું આપી શકે તેવી સ્થિતિમાં ન હોવાથી પોતાની મિલકત ઉપર ટાંચ ન આવે તે માટે દેવેન્દ્રના પિતાએ તજવીજ કરેલી, પણ પોતાના વડીલના કરજદારોને દેવુ ન આપી હેરાન કરવા તે દેવેન્દ્રને યોગ્ય ન લાગવાથી પિતાની માલમિલકત દેવા પેટે વ્હેંચી આપી અને પોતે ગરીબાવસ્થાનો અનુભવ કરતા તત્વજ્ઞાનથી સંતોષને સેવવા મંડયા. બીજે સ્થળે પોતાના કરજના સંબંધમાં પોતાની ખુશીથી પગે ચાલી કેદખાનામાં ગયાનું વર્ણન તેમના ચરિત્રમાં આપ્યું છે. કાયદાની બારીકીથી પોતાથી છટકી જવાની અનુકુળતા હોવા છતાં પણ તેમ કરવાનો યત્ન ન કરતાં કેદખાનાની સજા ખુશીથી સ્વિકારી એ કાંઇ ઓછું આશ્ચર્યકારક નથી.

શ્રીમંતાઇમાં ઉછરેલાં બાળકોની માફક બાલ્યાવસ્થામાં રવીન્દ્રનાથનું શિક્ષણ પણ સંતોષકારક ન્હોતું, તેઓ નાનપણથી પોતાના અભ્યાસનો વખત વૈષ્ણવ કવીઓનાં કાવ્યો અને ધર્મગ્રંથો વાંચ-

વામાંજ ગાળતા. તેમનું લક્ષ સ્કુલ તરફ જોઇએ તેવું ન્હોતું. તેથી તેમના પિતાએ તેમને હવે આગળ અભ્યાસ કરાવવા કરતાં વ્યવહારનાં કાર્યો તેમની પાસે કરાવવાનો નિશ્ચય કર્યો અને તેથી તેમને પોતાની જાગીરની વ્યવસ્થા રાખવાનું કામ સોંપ્યું. આ વ્યવસ્થા કરવાનું કામ ગામડામાં હોવાથી તેમણે કલકત્તામાં ન રહેતાં ગામડામાં ખેડુતોના સહવાસમાં રહેવા માંડયું ત્યાં તેમના સહવાસમાં ઘણો વખત રહેવાથી તેમનું હૃદય નમ્ર અને સ્વભાવ શાંત બન્યાં. તેમને ફક્ત જાગીરની દેખરેખ રાખવાનુ કામ કરવાનું હતું કારણ કે કામ તો નોકર ચાકરથી થતુ અને તેથી ગરીબ લોકોના વધુ સંસર્ગથી તેમનાં સુખદુઃખાદિનો તેમને પૂર્ણ અનુભવ થયો અને આ પ્રમાણે ગામડામાં વસવાથી તેમના સ્વભાવમાં નવિન ફેરફાર થયો. તે જો કલકત્તામાં રહ્યા હોત તો થવા પામત નહિ. સંધ્યાકાળે તે નદી તટે ફરવા જતા, ત્યાં રેતી ઉપર આડા પડી સૃષ્ટિસૌંદર્યને નિહાળતા અને પક્ષીઓની મધુર વાણી સાંભળી ઘણો વખત તે ત્યાં ગાળતા. આ છાપ તેમના હૃદયપર એવી પડી કે તેનાજ પરિણામે તેમનામાં કાવ્ય રચના વિષયની સ્ફુર્તી સરસ્વતિ દેવીના પ્રસાદથી તેમનામાં જામતી ગઇ. તે સામાન્ય ગણાતું લખાણ પણ કાવ્યમાં ઉતારી શકતા. રવીન્દ્રનાથ જેવા લેખક બંગાળ પ્રાંતમાં ભાગ્યેજ બીજા નીકળી શકે છે. તેઓએ નિબંધ. નવલ કથાઓ, નાટકો. વાર્તાઓ. તત્વજ્ઞાનનાં અને કાવ્યોનાં અનેક પુસ્તકો રચ્યાં છે. તેમની ભાષામાં કોમળતા, માધુર્ય એને પૂર્ણતાના ગુણો વાસ કરીને રહેલા હોય છે. તેમની વાણી હિતકર અને રસવતી છે. તેમણે આત્યાર સુધિમાં નિચેના ગ્રંથો રચ્યા છે, જે બંગાળી ભાષામાં પ્રશંસનીય ગણાય છે.

નિબંધ—વિચિત્ર પ્રબંધ. પ્રાચિન, સાહિત્ય. લોક સાહિત્ય,

રાજા પ્રજા, સમૂહ, સ્વદેશ. સમાજ, શિક્ષા, શબ્દતત્વ, ધર્મ, વિદ્યા સાગર, શાંતિ નિકેતન.

નવલકથાઓ—વાર્તાઓ-ગોરા, નૌકાડુબી, ચોખેરબાલી. ×બો-ઠાકુરાણીરહાટ, ×રાજર્ષિ, નષ્ટનીડ. ગલ્પગુચ્છ (પાંચ ભાગ) ચારિટી ગલ્પ, આઢાની ગલ્પ, વ્યંગકૌતુક.

નાટકો—ચિત્રાંગદા. વિદાયઅભિશાપ. વિસર્જન રાજારાણી મુકુટ. શારદોત્સવ, રાજા, ડાકઘર, હાસ્યકૌતુક. પ્રજાપતિરનિબંધ, વૈકુંઠેરખાતા, ગોડાયગલદ, પ્રાયશ્ચિત, અચલાયતન,

કાવ્યો—સંધ્યા સંગીત, પ્રભાત સંગીત, છબીઓ ગાન, કડી । કોમલ, સોનારતરી, માનસી, ચિત્રા, ચૈતાલી, કણિકા કલ્પના કથા કહિની, મ કલ્પઓ સ્વદેશ, શિશુ, નૈવેદ્ય, ખેયા, પ્રકૃતિરપ્રતિશોધ માલિની, ગીતાંજલી ગાન.

આ ઉપરાંત બીજા માસિકોમાં સ્વદેશ પ્રેમ, ભારતિય ઇતિહાસ, સાહિત્ય સેવા વિગેરે વિષયો ઉપર તેમના લેખ અને સભાઓમાં કરેલા ભાષણોના કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. વળી 'તત્વબોધિની પત્રિકા' નામના બ્રાહ્મ ધર્મ વિષયને ચર્ચતા પત્રના તેઓ આજ કેટલાંક વર્ષ થયાં સંપાદક છે.

સૃષ્ટિ સૌંદર્યનું વર્ણન કરીને વાંચકોની વૃત્તિ તલ્લિન કરવાને, કવિઓ ઘણા કુશળ હોય છે. પણ તેમાં તે સૃષ્ટિના દેખાવ સાથે સત્યદષ્ય મનુષ્યથી મનોવૃત્તિનું પણ ચિત્ર આલેખવાનું કામ ઉચ્ચ

× સર રવિન્દ્રનાથ કૃત વહુ ઠકુરાણી અને રાજર્ષિનાં ગુજરાતી ભાષાંતરો અમે પ્રકટ કર્યાં છે દરેકની કીંમત રૂ ૧—૦
વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ

પ્રતિના કવિઓજ કરી શકે છે, રવીન્દ્રનાથની આ સંબંધમાં કુશળતા પ્રશંસનીય છે.

તેમનાં નાટકો, નવલ કથાઓ અને અન્ય પુસ્તકો, હજો તેમાં પ્રત્યેક વ્યક્તિના સ્વભાવની બારીકાઇથી મિમાંસા કરવાની અને યોગ્ય પ્રસંગે તે તે પાત્રના તે તે સ્વભાવનું અંગ પ્રગટ કરવાની તેમની ઘણીજ અસમાન્ય ઢબ જણાઇ આવશે.

તેમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે આશાવાદિત્વ પ્રગટ થયેલાં છે. ઉપર તેમના ચરિત્રમાં કહ્યા પ્રમાણે બચપણથી તે આ સમાગ યુદ્ધમાં પરાભૂત થતાં પણ તેમના મનને કદિ નિરાશા લાગી નથી. આજ નહિ તો ભવિષ્યકાળમાં પોતાના કર્મનું ફળ પોતાને ખચિત મળશે એવી તેમનામાં દઢ શ્રદ્ધા વિદ્યમાન છે. આ તેમની આશા વિલાયતમાં અને અમેરિકામાં તેમના થયેલા જયજયકાર છે, તે પુષ્કળ અંશે સફળ થઇ છે.

સુધરેલી દુનિઆમાંનું એક અનુપમ અને મોટું માન સવા લાખ રૂપિઆનું નોબલ પ્રાઇઝ સાહિત્યમાં ઉચ્ચ પ્રકારનું ભાવનાત્મક લખાણ કરવા માટે રવી બાબુને મળ્યું છે તે જાણી હિંદવાસીના હૃદયમાં હર્ષ અને અભિમાનની લાગણી ઉદ્ભવશે એવી આશા છે

સ્વીડન નિવાસી મી. આલ્ફ્રેડ નોબલે, ૧૮૯૬માં પોતાના મૃત્યુ પ્રસંગે ૧૭॥ લાખ પૌંડની પોતાની દોલત લોકોપકાર અર્થે ખાતે દાન કરી હતી જેમાંથી પ્રત્યેક વર્ષે પાંચ ઇનામો આપવામાં આવે છે. એક પદાર્થવિજ્ઞાન, બીજું રસાયનશાસ્ત્રનું, ત્રીજું ચિકિત્સા શાસ્ત્રનું, ચોથું સાહિત્ય અને પાંચમું શાન્તિરક્ષાનું. મી. નોબલના મૃત્યુ પછી પાંચમે વર્ષે પહેલ વહેલું ઉક્ત 'પ્રાઇઝ' શરૂ કરવામાં આવ્યું પદાર્થ વિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રનું ઇનામ આપવાનું કામ 'સ્વી-

ડીશ એકેડેમી ઓફ સાયન્સ' ના હાથમા છે, ચિકિત્સા શાસ્ત્રનું સ્ટોકહોમ ફેકલ્ટી ઓફ મેડીમીન' ના હાથમાં છે, સાહિત્યનુ 'સ્વી ડીશ એકેડેમી ઓફ લીટરેચર'ના હાથમાં તથા શાન્તિ રક્ષાને માટે નીમેલી એક પાંચ ગૃહસ્થોની કમીટીને સોંપેલુ છે સ્વીડનની સરકાર બોર્ડ ઓફ ડાયરેક્ટર નીમે છે. દરેક ઇનામ આઠ હજાર પૌંડનુ હોય છે નોબલ પ્રાઇઝની મ્હોટું એક પણ પ્રાઇઝ દુનિયામા હસ્તી ધરાવતુ નથી તેર વર્ષથી ઇનામ અપાય છે પરતુ મી કીપલિંગ સિવાય બીજા કોઈ અગ્રેજને સાહિત્યનુ નોબલ પ્રાઇઝ હજુ સુધી મળ્યુ નથી હિંદ માટે એ મગરુર થવા જેવુ છે કે ૧૯૧૩ ની સાલમાં સમસ્ત સસારમા, ભાષા સાહિત્યમા એક ભારતેન્દુ કવિવર રવિન્દ્રનાથે તે પ્રથમ પંક્તિનુ ઇનામ પ્રાપ્ત કર્યું છે

પશ્ચિમમા આજથી બે વર્ષ પૂર્વે કવિ રવિન્દ્રનાથને કોઇ જાણતુ ન્હોતું પણ જ્યારે તેઓ ઇંગ્લંડ ગયા અને ત્યા પોતાની ગીતાંજલીનુ પોતે અંગ્રેજીમા ભાષાંતર કર્યું ત્યારે ઇંગ્લડના સાક્ષરો ચકિત થયા, તેમની લેખિનીથી ત્યાંની વિદ્યાપ્રિય પ્રજા મોહિત થઇ અને ત્યા થી કવી રવીબાબુના કાવ્યોની પ્રશસા થવા લાગી રવિન્દ્રનાથ જ્યારે વિલાયત ગયા હશે ત્યારે તેમને ત્યા જવાથી આવુ અત્યુત્તમ ફળ મળશે એવી તેમને પણ ખબર નહિ હોય

આ ઇનામ તેમને એક લાખ વીસ હજાર રૂપિઆનુ મળ્યુ છે અને તે જાણી ભારતવાસી પ્રફુલ્લ થયા સિવાય રહેશે નહિ કારણકે નોબલ પ્રાઇઝ મેળવનાર પુરુષ તે પ્રદેશમાં શ્રેષ્ઠ ગણાય છે અને તે પ્રાઇઝ હિંદના એક મહાન કવિને મળ્યુ છે રવિન્દ્ર બાબુને આવા અસાધારણ વિજય માટે અત કરણ પૂર્વક અભિનદન આપીએ છીએ તેમણે શાંતિનિકેતન સ્થાપ્યુ છે ત્યાં છોકરાઓને ઉત્તમ કેળવણી આપવામા આવે છે તે પછી તે અમદાવાદમાં સાહિત્ય પરીષદમા પધાર્યા હતા તેમનો દેશ પ્રત્યે અથાગ પ્રેમ છે તેમને મળેલો સરનો ખિતાબ તેમણે પંજાબમાં અત્યાચાર થવાથી છોડી દીધો છે

૫.

## પ્રકરણ ૨૧ મું.

# સ્વ૦ શ્રી ગોપાલ કૃષ્ણ ગોખલે

શ્રીયુત ગોપાળ કૃષ્ણ ગોખલેનો જન્મ દક્ષિણના પુરાણા મરાઠી સંસ્થાન કોલ્હાપુરમાં સને ૧૮૬૬ માં મેની તા. ૯ મી એ અર્થાત્ સંવત ૧૯૨૨ ના વૈશાખ વદી ૯ ને દીને થયો હતો. તેઓ જાતિએ ચિત્પાવન બ્રાહ્મણ હતા. અને વર્તમાન યુગને અનુરૂપ નવી પ્રતિનો બ્રાહ્મધર્મ તેમણે ઉત્તમ રીતે પાળ્યો હતો. તેઓનાં માતાપિતા ગરીબ હતાં, છતાં દુઃખેસુખે તેમણે કોલ્હાપુરની હાઈસ્કૂલમાં ઇંગ્રેજી શિક્ષણ મેળવ્યું અને સ્થાનિક કોલેજમાં એફ. ઇ. સુધી અભ્યાસ કીધો. તે પછી બી. એ. નો અભ્યાસ કરવા તેઓ મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા; અને ૧૮ વર્ષની વયે સને ૧૮૮૪ માં ગ્રેજ્યુએટ થયા. તેઓ વિદ્યાર્થી જીવનમાં ઘણાજ ખંતીલા અને ઉત્સાહી હતા. તેમની સ્મરણશક્તિ પ્રબળ હતી, તેઓ દૃઢ સંવિધાનમાં એક્કા હતા, અને શ્રમસહિષ્ણુ હોઇને વિદ્યા યથાસ્થિત પ્રાપ્ત કરવા ચુક્યા નહતા. વિદ્યાર્થી દશામાંજ તેમનું બુદ્ધિસામર્થ્ય ઉચ્ચ પ્રતિનું હતું. તેમના દેશસેવામય જીવનમાં તરી આવતા આ સર્વ ગુણ અને શક્તિનો મૂળ પાયો વિદ્યાર્થી દશામાંજ નંખાયો હતો.

વિદ્યાર્થીદશા પૂર્ણ થતાં વ્યાવહારિક જીવન કેવી રીતે ગાળવું તેનો પ્રશ્ન ઉભો થયો. મી૦ ગોખલેએ સ્વાર્થ અને પરમાર્થની ઉત્તમ મિલાવટ કરી, બ્રાહ્મધર્મને યોગ્ય શિક્ષકનો ધંધો સ્વીકાર્યો.

તે સમયે "ડેક્કન એજ્યુકેશન સોસાઇટી" નામની એક કેળવણી પ્રસારનારી સંસ્થા હતી. એ સંસ્થા અદ્યાપિપર્યંત સારા સંગીન પાયા ઉપર ચાલે છે. આ સંસ્થાનો એવો નિયમ છે કે, તેણે સ્થાપેલી નિશાળો અને ફરગ્યુસન કોલેજમાં શિક્ષક અને પ્રોફેસર તરીકે કામ કરવા ઇચ્છનાર પુરૂષોએ ૨૦ વર્ષ કામ કરવા બંધાવું, અને તે બદલે તેમને રૂા. ૭૫ નો દરમાયો મળે, તેમની જીંદગીનો રૂા. ૩૦૦૦ નો વીમો સોસાઇટી ઉતરાવી આપે, પોતાને મકાન બાંધવું હોય તો જમીનનો એક ટુકડો મફત કાઢી આપે અને સેવાથી નિવૃત્ત થતાં રૂ. ૩૦ નું પેન્શન આપે અને તેમણે બાંધેલું મકાન પોતે ખરીદી લે. હાલ તો આ સોસાઇટી એમ. એ. થયલાઓનેજ દાખલ કરે છે, પરંતુ તે વેળા બી. એ. થયેલાઓને પણ દાખલ કરતી હતી.

મી૦ ગોખલેએ ભારે પગાર કે અધિકારની દરકાર ન કરતાં બાલબ્રહ્મને યોગ્ય અધ્યાપનનું કાર્ય સ્વીકાર્યું. આપ્ટે, આગારકર, અને મી૦ બાલગંગાધાર તિલક જેવા સમર્થ પુરૂષોએ આ સંસ્થાને ખીલવી હતી અને તેમણેજ ફરગ્યુસન કોલેજ પણ સ્થાપી હતી.

મી. ગોખલે એ સંસ્થામાં દાખલ થયા અને કોલેજમાં જો કે ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તેઓ હતા છતાં તેઓ અંગ્રેજી સાહિત્ય સંબંધી અને વખતોવખત ગણીતશાસ્ત્ર સંબંધી પણ ભાષણો આપતા હતા. તેમણે આ સમયે તૈયાર કરેલું અંકગણિત હાઇસ્કુલોમાં અદ્યપિપર્યંત મજુર છે. આ સંસ્થાની ૧૮ વર્ષની સેવા ઉઠાવી તે દરમ્યાન અર્થશાસ્ત્રનો એવો તો ઉત્તમ રીતે તેમણે અભ્યાસ કીધો કે, તેઓ હિંદના એક પ્રમાણભૂત અર્થશાસ્ત્રી ગણાયા છે, હિંદી સરકારનાં વાર્ષિક અંદાજપત્રો ઉપરનાં તેમનાં ભાષણો એનું ઉત્તમ દૃષ્ટાંત પુરૂં પાડે છે. માજી ખજાનચી સર ગાય ફ્લીટ વુડ

વોલ્સન પણ મી૦ ગોખલેની સૂચનાઓ માન્ય રાખતા અને તેમની સલાહથી ભર વડી ધારાસભામાં પ્રશંસા કરતા હતા. લોર્ડ કર્ઝનના રાજ્યના અમલમાં ચલણના ધોરણ સંબંધમાં તેમનું ભાષણ ઘણુંજ અગત્યનું ગણાયુ હતુ. તેઓ પ્રોફેસર હતા તે સમયથીજ તેમણે હિંદના અર્થશાસ્ત્ર વિષે પોતાના ગહન અભ્યાસનો લાભ વિદ્યાર્થીઓને આપવા માડયો હતો; અને વિશાળ લોકસેવા અર્થે કોલેજ છોડનાં તેને આ દિશામાં એક ગભીર હાનિ થવાનું લેખાયું હતુ.

## ડેક્કન એજ્યુકેશનલ સોસાયટીની ઉન્નતિ.

મી૦ ગોખલેએ ડેક્કન એજ્યુકેશન સોસાયટીની સેવા કેવળ ભાષણોથીજ કરી નથી. તેઓ નિવૃતિના સમયે દખ્ખણમાં ઠામઠામ ફરતા અને ફંડો એકઠાં કરતા. તેઓ કર્તવ્યને ધર્મ તરીકે લેખતા હતા, તેથી તેમણે પ્રવાસાદનાં સંકટો સહી, આ સંસ્થાના ફંડને રૂ. ૨ લાખથી પણ વધુ લાભ કરાવી આપ્યો, આ સંસ્થાનો સરકાર તરફથી સ્વીકાર થતાં તેને રૂ, ૧૦ હજારતી વાર્ષિક મદદ મળે છે. મી૦ ગોખલેના સતત પ્રયાસથી ડેક્કન એજ્યુકેશન સોસાઇટી ઉંચી કક્ષાએ ચડી છે, એ નિઃસંશય છે.

## માહદેવ ગોવિંદ રાનાડેના શિષ્ય.

આમ એક પાસ આ સંસ્થાની સેવા બજાવવા ઉપરાન વિશાળ લોક સેવાના ઉચ્ચાશયને પણ તેઓ ધીરે ધીરે વિકસાવતા ગયા. મહાદેવ ગોવિંદ રનડે જેવા ઉત્તમ પ્રભાવશાલી, અને અસાધારણ બુદ્ધિશક્તિસંપન્ન પુરૂષનો સત્સગ તેમણે કર્યો; તેમની પાસે મી૦ ગોખલે જીવનના અમુલ્ય પાઠો શીખ્યા, હિંદી પ્રજાના ભાવિ અને પ્રગતિના ઉપદેશો પ્રાપ્ત કર્યા અને જીવનમાં ઓતપ્રેત કર્યા. મી૦ ગોખલે તેમને પોતના ગુરૂ માનતા અને તેઓ જીવ્યા ત્યાં સુધી તેમની નિરીક્ષાની હેઠળજ સર્વ રાજકીય પ્રવૃત્તિ આદરતા.

## રાજકીય સેવાનો આરંભ

તે વેળા પુનાની સાર્વજનિક સભા હિંદની રાજકીય હિલચાલમાં અગ્ર ભાગ ભજવતી હતી મી૦ રાનાડે તેના એક નેતા હતા. મી૦ ગોખને ૨૧ વર્ષની વયે આ સસ્થામા જોડાયા, અને હિંદી મહેસુલ તથા વહીવટના પ્રશ્નો સબધી પુરતી માહિતી મેળવી મી૦ રાનડે સરકારની નોકરી કરવા સાથે તે વળા આ કતરી રીતે હિંદના લોકમતને દોરવતા હતા મી૦ ગોખને ૧૮૮૭ મા આ સભાના ત્રિમાસિક પત્રના તત્રી થયા, તથા સેક્રટરીનો અધિકાર પણ તેમને મળ્યો. આ ઉપરાંત ચાર વર્ષ સુધી તેમણે એગ્નો મરાઠી ' સુધારક ' પત્ર પોતાના તત્રી પદે ચલાવ્યુ હતુ મુબાઇની પ્રોવીન્શીયલ કોનફરન્સના પણ તેઓ સેક્રેટરી થયા સાર્વજનિક સભા અદર અદરના મતભેદથી તુટતા, મી૦ ગોખને તેથી છુટા પડયા ડેક્કન સભા સ્થાપી અને તેના સેક્રેટરી થયા ૧૮૯૫ માં હિંદીરાષ્ટ્રીય પરિષદનુ ૧૧ મુ સમેલન પુનામા ભરાયુ ત્યારે મી૦ ગોખનેજીએ તેના સેક્રેટરી તરીકે તેની ઉમદા સેવા બજાવી

### વટમી કમીશનમા સાક્ષી

સને ૧૮૯૭ માં લોર્ડ વેલ્બીના પ્રમુખપદે હિંદી ખર્ચ સબધમા સ્થપાયલા શાહી કમીશન સમક્ષ જુબાની આપવા મી૦ ગોખને ઇગ્લાંડ ગયા તેમનુ વય ૩૧ વર્ષનુ હતુ છતાં તેમણે હીંદી મહેસુલ અને વહીવટના નિયમો અને તફસીલો એવી તો પ્રભુતાથી ગ્રહણ કર્યા હતા કે, કમીશનના નિપુણ કમીશનરોએ તેમને ઘણુજ હચમચાવ્યા અને ગુચવણભર્યા પ્રશ્નોત્તરોથી ગુચવવા માંડયા છતા પોતાના નિર્ણયો ઘણીજ સ્પષ્ટતાથી ભારપૂર્વક દર્શાવ્યા અને અડ-

ગતાથી તેમણે હિંદી લોકમત રજુ કીધો, હિંદી મહેસુલની વ્યવસ્થાની તવારીખમાં તેમની સાક્ષી ચિરંજીવ સ્થાન પામે એવી હતી.

### મરકી અને માફીનો પ્રસંગ

તેઓ આ સાક્ષીના કાર્ય માટે ઇંગ્લાંડમાં રોકાયા હતા. તે વેળા મુંબાઇ ઇલાકામાં મરકી ફાટી નીકળી હતી. મરકીના આરંભનાં વર્ષમાં ક્વારેન્ટાઇન આદિ પ્રજાને પ્રતિબંધ રૂપ થઇ પડે એવા નિયમો ઘડાયા હતા. આ સામે મુંબઇ અને પુનામાં પ્રબળ પોકાર ઉઠયો, અને લોર્ડ સેન્ડહર્સ્ટની સરકારના મરકી સંબંધી લશ્કરી નિયમો વખોડાવા લાગ્યા. મી ગોખલેનું હૃદય કુદરતી રીતે આથી ઉશ્કેરાયું અને તેમણે ઇંગ્રેજી વર્તમાનપત્રોમાં તે સંબંધી ચકચાર જગાવી, સરકારના કાર્યવિરૂદ્ધ કેટલીક ટીકાઓ રજુ કીધી તરતજ તેની ધારેલી અસર થઇ અને મુંબઇ સરકારે મીં૦ ગોખલે પાસે તેના પુરાવા માગ્યા. પરંતુ હિંદ પાછા ફરતા બીજી બાજુ તરફથી મી૦ ગોખલેને આના જોઇતા પુરાવા મળી શક્યા નહી, એટલે તેમણે ખુલ્લી રીતે સરકારની માફી માગી. આમ માફી માગવા માટે તેમની સામે દેશમાં એક પક્ષ તરફથી સખ્ત ટીકા કરવામાં આવી. પરંતુ મી૦ ગોખલે તેથી નાસીપાસ થયા નહી, અને દેશસેવાનું કાર્ય સતત ઉત્સાહથી ચાલુજ રાખ્યું. તેમણે મરકીના કામમાં સરકાર સાથે સહાનુભૂતિથી કામ લીધું અને લોકસંકટનિવારણનું કાર્ય આદર્યું. આથી ધીરે ધીરે તેઓ બીનઅધિકારી વર્ગના લોકોનું માન અને ચાહ મેળવી શક્યા.

### મુંબાઇની ધારાસભામાં પ્રાંતિક પ્રશ્નોના ચર્ચા.

ધીરે ધીરે મી૦ ગોખલેની દેશસેવાનો પ્રદેશ આમ વિસ્તૃત થતો હતો. દેશની હાજતો સંબંધી તેમની માહિતી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ લોકો પણ તેમને રાજકીય પ્રવૃત્તિનું વડપણ આપતા ગયા. મુંબઇની ધારાસભામાં તેઓ ૧૯૦૦ માં

ચુંટાયા. જુમેદારીનુ આ કાર્ય તેમણે ઉમદા રીતે પાર પાડયુ. તેઓ શોભાના ગાંઠીયા જેવા કેટલાક નીમાયલા સભ્યોની પેઠે ખાની ફેંફાં મારતા ન હતા તેમણે સરકારી રીપોર્ટો અને પત્રો બારીકીથી તપાસવા માડયા અને ખતથી હરેક દિશામાંથી જોઈતી માહિતી મેળવવા માંડી; મુબઇનો મહેસુલી વહીવટ અને દુષ્કાળ વેળાની રાજ્યનીત એ બે પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કીધો, અને લોકનાં સંકટો દૂર કરાવી તેમને દાદ અપાવવાનુ માથે લીધુ. ૧૯૦૧ ના અદાજપત્ર સબધી પોતાના પહેલા ભાષણમા તેમણે સરકારની દુષ્કાળમ-કટનિવારણની નીતિ ઉપર સખ્ત ટીકા કરી. તેમનુ આ ભાષણ ઘણુજ વખણાયુ અને તેની પ્રબળ અસર થઇ, પછી ૧૯૦૧ ના ઓગ્ગે લેન્ડ રેવન્યુ કોડ એમેન્ડમેન્ટના ખરડા સબધમાં પણ પુષ્કળ માહિતી મેળવી અને મી૦ ફીરોજશાહ મહેતાના ઠરાવને સચોટ ટેકો આપ્યો જો કે મી૦ મહેતાનો સુધારો ઉડી ગયો અને મી૦ મહેતા, મી૦ ગોખલે આદિ ધારા સભા છોડી ગયા, છતા મી૦ ગોખલેના ભાષણની એવી અસર થઇ કે, એક યુરોપીયન સભ્યે તે વેળાજ જણાવ્યુ કે આ ખરડાને અમલમા ફતેહ મળવી મુશ્કેલ છે

## વડીધારાસભામાં લોકપ્રશ્નોની ચર્ચા

આ પ્રમાણે મુબઇની ધારાસભામાં તેમણે ઉત્તમ પ્રકારની સેવા બજાવી પછી વડી ધારાસભામા મુબઇ તરફથી ચુટાયલા પ્રતિનિધિ તરીકે જવાનો પ્રસગ તેમને પ્રાપ્ત થયો અત્યાર સુધી મી૦ ફીરોજશાહ મહેતા વડી ધારાસભામા વિરાજતા હતા તેમણે ૧૯૦૨ મા મી૦ ગોખલેને તે માટે અનુકૂળતા કરી આપી. તે સમયથી અત્યર્યંત મી૦ ગોખલે મુંબઇના પ્રતિનિધિ તરીકે એજ સભામાં વિરાજતા હતા મી૦ મહેતાએ વડી ધારાસભાના ચર્ચામા નવુ તત્વ, નવો

જુસ્સો દાખલ કીધેલો હતો, અને મી૦ ગોખલેએ એ જુસ્સાને બમણો વધાર્યો. અને મી૦ મહેતા કરતાં આગળ વધી. મી૦ ગોખલેએ આજ પત્રની ચર્ચામાં બીન અધીકારી વર્ગની ટીકાને નવીજ વલણ અને જોશ આપ્યાં. હિંદી સરકારની ભારે પુરાંત રાખવાની નીતિને તેમણે હિંદી કર ભરનાર ઉપર અસહ્ય બોજો નાખનારી અને જાદુગરીના ખેલ જેવી જણાવી, અને લોકના વધતી જતી આબાદી સંબંધી અધિકારીઓના સિદ્ધાંતને જર્જરિત કરી નાંખ્યો. તેમના હિંદી અંદાજ પત્ર ઉપરનાં ભાષણોએ સમગ્ર હિંદી પ્રજાનું મન આકર્ષ્યું અને દેશમાં તેમની વાહવાહ પોકારવા લાગી. મીઠા ઉપરનો કર કઢાવી નાંખવાની હિલચાલ પણ તેમણે ઉપાડી. પરિણામે લોર્ડ કર્ઝને દિલ્હી દરબાર વેળા મીઠાનો કર કમી કર્યો, લેન્ડ રેવન્યુ સંબંધી પણ તેમણે સંગીન ચર્ચા વડી ધારાસભામાં ચલાવી હતી. વધતા જતા લશ્કરી ખર્ચ સામે પણ પ્રબળ પુરાવો રજુ કર્યો તથા અધિકારીઓના ખાતાનાં ધુમ ખર્ચ વિષે ચર્ચા ચલાવી. તેઓ પ્રમાણો અને દલીલો અને આંકડા સાથે પોતાની આ ચર્ચાઓ એવી તો પ્રભુતા અને સમર્થ બુદ્ધિશક્તિથી ચલાવતા કે હિંદમાં તેઓ મી૦ રોમેશચંદ્રની બીજી પંક્તિના પ્રમાણભૂત અર્થશાસ્ત્રી ગણાવા લાગ્યા.

દેશસેવા અર્થે ફરગ્યુસન કોલેજોના સંબંધનો ત્યાગ.

મી૦ ગોખલેનું કાર્ય આમ દિનપરદિન વધતું જતું હોવાથી, ફરગ્યુસન કોલેજ સાથેનો સંબંધ છોડવાની અગત્ય તેમને સમજાઇ. તેની સેવા કરતાં તેમને ૧૮ વર્ષ થયાં હતાં. હજી નિયમ પ્રમાણે ૨૦ વર્ષમાં બે બાકી રહ્યાં હતાં, છતાં રજા આદિના સમયનો લાભ મેળવી તેમણે રૂ. ૩૦ ના માસિક પેન્શને આ નોકરી છોડી. આ ૧૮ વર્ષમાં તેમનો અનુભવ અને ઉત્સાહ અપ્રતિમ રીતે વધ્યાં

હતાં. તેમને બદલો અલ્પ મળ્યો પણ ઘણાં સંકટો, સહેવાં પડયાં હતાં. નિરાશા ઉપજાવનારા અનેક પ્રસંગો તેમને વીત્યા હતા છતાં દેશસેવાનો તેમનો ઉચ્ચાશય તો વધ્યો જ જતો હતો. તેમના આ જ ગુણે તેમને દેશની ચિરંજીવ પ્રશંસા અને પ્રેમને પાત્ર કર્યા છે. તેમના સ્વદેશાભિમાનમાં નિઃસ્વાર્થીપણાનું તત્વ આ સમર્થીજ દાખલ થઇ ચુકયું હતું અને તેમની આ નિષ્કામના એજ સરકાર પક્ષના અધિકારીઓનુ માન મેળવવા, અને તેમના અભિપ્રાયો તેમના સ્વીકારને પાત્ર કરવામાં ઉત્તમ ભાગ ભજવ્યો છે, એ નિઃશંક છે.

### મી૦ ગોખલે સી. આઇ. ઈ.

ફર્ગ્યુસન કોલેજ સાથેનો સંબંધ છોડયા પછી વડી ધારાસભામાં પોતાની પ્રવૃત્તિ વધુ ખંતથી તેઓ કરવા લાગ્યા. ચર્ચા ચલાવવાની તેમની સમર્થ શક્તિની પ્રતિભા એવી તો હતી કે લોર્ડ કર્ઝન જેવા વાઇસરાયે પણ એક સમયે જણાવી દીધું હતું. "ધારા સભામાં મી૦ ગોખલે સાથે વાણીની પરાકાષ્ઠા ખેલવી એ પણ એક મઝા છે!" મી૦ ગોખલેના નિઃસ્વાર્થી સ્વદેશાભિમાનથી ના. લોર્ડ કર્ઝન એટલો તો આકર્ષાયો હતો કે, તેણે તેમને સી. આઈ. ઇ. નું પદ એનાયત કીધું.

### કોંગ્રેસની પ્રવૃત્તિમાં અગ્રભાગ.

આમ વડી ધારાસભામાં હિંદના હિતવિષયક પ્રશ્નોનો ઉહાપોહ કરવાની સાથે અન્ય રાજકિય પ્રવૃત્તિઓ પણ તેમણે સતત ઉત્સાહથી ઉપાડી. તેઓ હિંદી રાષ્ટ્રીય પરિષદ્‌ના જનરલ સેક્રેટરી ૧૯૦૩ ની સાલથી થયા હતા. પણ ઠેઠ ૧૮૯૭ થી તેની વિચારણાના કાર્યમાં અગ્ર ભાગ લેવા માંડયો હતો. ૧૯૦૪ થી તેઓએ

મદ્રાસની કોંગ્રેસમાં આગેવાની લીધી અને મદ્રાસની પ્રજાએ વડી-ધારાસભાની તેમની સેવાની કદર કરી તેમને ભારે માન આપ્યું. તે વેળા હિંદી યુનીવર્સીટીઓના લોર્ડ કર્ઝનના, નામચીન કાયદાએ સરકારી ગુહ્ય સાચવનારા ઓફીસીઅલ સીક્રેટસ એક્ટે અને લોર્ડ કર્ઝનના અન્ય કમીશનરોએ દેશમાં ભારે ચળવળ જગાવી હતી. વડી ધારાસભામાં મી૦ ગોખલેએ આ નિરાશાભરી લડત સામે અતુલબલી ટક્કર ઝીલી હતી. તેમના આ ઉમદા કાર્યની કદર હિંદી વર્તમાનપત્રોએ કરી હતી. આવા માનંત લોકસેવકના માનમાં મદ્રાસ કોંગ્રેસવેળા સને૧૯૦૪ માં મદ્રાસમાં વિદ્યાર્થીઓએ ઠામઠામ ભાષણો કર્યાં, લોકોએ તેમને માનપત્રો આપ્યાં, સભાઓએ આવકાર દીધા. આમ હિંદની દાદા દાદાભાઈ જેટલાજ તેઓ આ લોકના માનને પાત્ર ઠર્યા.

૧૯૦૫ માં તેમનું કર્તવ્યક્ષેત્ર ઘણું જ શ્રમ ભર્યું થઈ પડ્યું. મી૦ દીનશાહ વાચ્છા કોંગ્રેસના કાર્યમાં તેમના સહચારી હતા, તેથી તેમને આમાં કંઈ અગવડતા નડતી. પણ લોર્ડ કર્ઝનના નવનવા અદ્ભુત ધારાઓથી ધારાસભાનું કાર્ય ઘણુંજ દુર્ઘટ અને કંટક પૂર્ણ થતું જતું હતું. લોર્ડ કર્ઝનની મહેસુલી નીતિ, ચક્રમુની રાજ્ય નીતિ, અંદાજપત્રોની વિચિત્ર ગણત્રીઓ, એ સંબંધમાં સખ્ત ટીકા કરવાનું અને અધિકારીઓની ગાફેલ ગણતરીઓ ખુલ્લી કરવાનું કાર્ય મી૦ ગોખલેને શિરે આવી પડ્યું હતું, અને તેમણે તે ઉત્તમ રીતે પાર પાડ્યું.

વિવિધ પ્રવૃતઓ—હિંદ સેવકસમાજની સ્થાપના.

વળી આ વેળા હિંદી પરિસ્થિતિથી બ્રિટીશ પ્રજાને વાકેફ રાખવા લંડનમાં સ્થપાયલી બ્રીટીશ ઇંડિયા કોંગ્રેસ કમીટીના પત્ર

"ઈંડીયા" નો હિંદમા પ્રચાર કરાવવાનું કાર્ય મી૦ ગોખલેએ ઉપાડયુ હતું, આ કાર્ય માટે તેમજ બ્રીટીશ ઇંડીયા કોંગ્રેસ ક-મીટી નિભાવવા નાણાંની મદદ મેળવવાના કાર્ય માટે તેમને ઠામઠામ હિંદમા પ્રવાસ આદરવો પડયો અને લોકમત કેળવવાનુ કાર્ય ચના-વવું પડયુ ઉપરાંત સ્વ રાનડેના સ્મારક તરીકે નીકળનારા "રાનડે ઈકોનોમીક ઇન્સ્ટીટયુટ" માટે નાણાં એકઠાં કરવાનું કાર્ય પણ તેઓ ચલાવતા, વળી હિંદમાં સતત રાજકીય પ્રવૃત્તિ ચલાવવા અને લોક મતને જાગૃત રાખવાના ઉદ્દેશથી, હિંદી યુવાનોને હિંદી રાજકીય, આર્થિક સામાજિક પારસ્થિતિઓથી વાકેફ કરવા સર્વન્ટસ ઓફ ઇંડીયા સોસાઇટી નામક સંસ્થા સ્થાપવાની યોજનાનો વિચાર પણ તેઓ સાથે સાથે ચલાવતા, ૧૯૦૫ ના જુનની તા૦ ૧૨ મીએ આ સંસ્થાના પહેલા સભ્યોને શપથ લેવડાવી તેમણે દીક્ષા આપી. આવી આવી અવિરત પ્રવૃત્તિઓની સાથે ઇંગ્લાંડમા બ્રિટીશ પ્રજા-મતને હિંદી પરિસ્થિતિથી પરિચિત રાખવાની હિલચાલને પુરતુ પો-ષણ આપવા ચુકયા હતા નહી. હિંદી રાષ્ટ્રીય પરિષદે ઠરાવ્યા પ્ર-માણે તેઓ લાલા લજપતરાય આદિ સાથે ઇંગ્લાંડ ગયા અને ત્યાં અનેક ભાષણો આપ્યાં.

નવું હિંદી ચેતન અને બનારસ કોંગ્રેસનું પ્રમુખપદ.

જાણે તેમને શિરે કર્તવ્યનો આ ભાર કમી હોય તેમ ૧૯૦૫ ની બનારસ કોંગ્રેસની સન્માનકારિણી સભાએ મી. ગોખલેને પ્રમુ-ખપદ સ્વીકારવાને આગ્રહભરી વિનંતિ કરી તે સમે દેશ અસા-ધારણ રાજકીય પરિસ્થિતિમાંથી પસાર થતો હતો, લોર્ડ કર્ઝનની સરકારનાં હિંદી યુનીવર્સીટી એક્ટ, ઓફીશીયલ સીક્રેટ એક્ટ, બંગ-ભંગ આદિ લોકમત વિરુદ્ધ જનારાં કૃત્યોથી હિંદી પ્રજામાં અપ્ર-

તેમ જાગૃતિ અને તેજી આવી હતી. અને તે સાથે ઉદ્દામ પક્ષનો અવતાર થતો હતો સરકારે લોકમતની અવગણના કરવા જેવું કે થોથી લોકના અમુક આગળા વર્ગના લોકની શ્રદ્ધા સરકાર સાથેની મહાનુભૂતિમાંથી ઉઠવા પામી હતી અને આ વર્ગ સરકાર સામે કાયદેસર રાજ્ય બંધારણને અનુસરતી મર્યાદામાં રહીને બ્રિટીશ સરકારના વિરૂદ્ધપક્ષ ચલાવે છે તેની ચળવળ જગાવી દિવસે દિન, એકદમ સાધવા અતિ આતુર થઇ ગયો હતો શ્રી ગોખલેને માટે બનારસની પ્રજા ઘણું માન ધરાવતી હતી તથા લોકાગ્રહને સુઘટિત સ્વરૂપ તેઓ આપી શકશે, એમ માનતી હતી શ્રી ગોખલેએ ૧૯૦૫ ની હિંદી રાષ્ટ્રીય પરિષદનું પ્રમુખપદ સ્વીકારવા ઘણીરે આનાકાની કરેલ છતાં તેમને અંતે તે સ્વીકારવું પડયું.

આ કાર્ય બેશક ઘણુંજ દુર્ઘટ હતું ઉપર જણાવ્યું તેમ હિંદી લોકજીવન અદ્ભુત રીતે ખળભળી ઉઠયું હતું. બંગભંગથી ઉશ્કેરાયું હતું અને સર્વને પ્રજાનું માનભંગ થયું હોય તેમ જણાતું હતું બંગાળીઓ તો લગભગ આવેશપૂર્ણ થઇ ગયા હતા તેઓએ બ્રિટીશ માલના બહિષ્કારની ચળવળ પ્રબળપણે જગાવી હતી અને સ્વદેશી હિલચાલને પગભર કરી. આ વેળા બહિષ્કારનો પવન એવો તો સજ્જડ ફેલાયો કે લોકમત વિરૂદ્ધ સરકારના વહીવટમાં કાયદેસર મર્યાદામાં રહીને અંતરાયો નાખવાની ચળવળ ઉદ્દામપક્ષે પ્રબળપણે ચલાવી સર બેમ્ફીલ્ડ ફુલરના વહીવટે બળતામાં ઘી હોમ્યું જાણે બ્રિટીશ સરકારે હિંદ ઉપર કાંઇ ઉપકારજ કર્યો ન હોય જાણે કે તેણે કદી પણ ન્યાયપરાયણતા વાજબીજ ન હોય, તેમ કેટલાક લોક અભિષ્ટ મનથી અનેક ચળવળો ચલાવવા લાગ્યા અને બ્રિટીશ સામ્રાજ્યથી સ્વતંત્ર સ્વરાજ્યની હિમાયત વીક કરવા માંડી.

આવા સમયે ૧૯૦૫ ની હિંદી રાષ્ટ્રીય પરિષદના સંમેલનનું સુકાન મી૦ ગોખલેએ ઘણીજ કુનેહ અને બાહોશીથી ચલાવ્યું. સબજેક્ટ કમિટીમાં નવા ઉદ્દામપક્ષને તેઓ ઘણીજ મુશ્કેલીથી કાબુમાં રાખી શકયા અને બંગભંગ વિરૂદ્ધ ઠરાવ હિંદી રાષ્ટ્રીય પરિષદે પ્રથમ પોતાની કાર્યવાહીમાં દાખલ કર્યો. આ સંમેલનમાં મી૦ ગોખલેએ આપેલું ભાષણ ઘણુંજ જુસ્સાભર્યું છે અને લોકમતને કેવી રીતે લોર્ડ કર્ઝન આદિએ અવગણ્યો છે તેનું ચિત્ર સચોટ રીતે ચીતરેલું છે. હિંદીઓની ઘણી માગણીઓ અને સંકટોનું પ્રતિબિંબ તેમણે ખુબીબંધ પોતાના ભાષણમાં ઉતાર્યું છે.

મી૦ ગોખલેએ ઉપર જણાવ્યું તેમ બનારસ કોંગ્રેસમાં પ્રમુખપદ લેવા આવવા આગમચ ઇંગ્લાંડમાં હિંદી પ્રતિનિધિ તરીકે અ-રીમ સેવા બજાવી. બ્રીટીશ સરકારના પ્રધાનો સામે હિંદીઓની દાદ ફરીયાદો સંબંધમાં વાટાઘાટ ચલાવી; હિંદી વજીર મી૦ મોરલીની અનેક મુલાકાતો લીધી અને બ્રિટીશ પ્રજા સમક્ષ કામ-કામ ૫૦ દિવસમાં ૪૫ સભાઓ ભરી ભાષણો આપ્યાં. પોતાના સેક્રેટરી પોતેજ હતા, એટલે પત્રવ્યવહારાદિનું કાર્ય પણ તેમને જાતેજ કરવું પડતું: વર્તમાન પત્રોના પ્રતિનિધિઓને મુલાકાતો આપવી પડતી અને અંગ્રેજી વર્તમાનપત્રોમાં ચર્ચા ચલાવી તેના રદીયા પણ આપવા પડતા. આ સર્વની તેમના ગળા ઉપર અસર થઈ, અને હિંદ આવતાં તેમને સ્ટીમર ઉપરજ ઓપરેશન કરાવવું પડયું.

મી૦ ગોખલે આ સર્વ દિલચાલ ઉમદા રીતે ચલાવી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખપદ માટે હિંદ આવ્યા ત્યારે મુંબઈમાં અને પુનામાં તેમને ભારે આવકાર અપાયો અને તેમના પ્રતિપક્ષી નાયક મી૦ તિલક સુદ્ધાંને પણ તેમની સેવાની મુક્તકંઠે પ્રશંસા કરી. મી૦ ગોખલેને આ વેળા જોઈતો આરામવિશ્રામ લેવાની પણ ફુર-

સદ ન હતી. તેઓ બનારસ જવા એકદમ કલકત્તે દોડયા, ત્યાં ભાષણ તૈયાર કર્યું અને બનારસ જઇ ઉપર જણાવ્યા પ્રમાણે કાર્ય પાર પાડ્યું.

## કોંગ્રેસના પક્ષો પડવાના ભયનો આરંભ.

પરંતુ આ સમયથીજ મી. ગોખલે દેશમાં આવેલી નવી જાગૃતિથી ચકિત થયા હતા. આ નવા ચેતનને સારે ઠરેલે માર્ગે વાળવા તેઓ ચિંતાતુર ગયા હતા. પરંતુ ૧૮૦૫ માં નવા ઉદ્દામ પક્ષે બંગભંગ આદિ ચળવળનો કોંગ્રેસ પાસે સ્વીકાર કરાવવા કરેલા મથનને મચક આપવાની મી. ગોખલેને ઉપયુક્તા સમજાઇ ત્યારથી તેઓ તેમજ વિનીત પક્ષના આગેવાનો કંઇક નચિંત થયા હતા. ઉદ્દામપક્ષે ધીરે ધીરે પોતાનાં ભાષણો અને ચળવળથી સરકાર સાથે સહાનુભૂતિથી કામ લેવાની કોંગ્રેસની નીતિને વખોડવા માંડી અને સને ૧૯૦૬ ની કોંગ્રેસ કલકત્તામાંજ તુટી જશે એવો ભય ઉપસ્થિત થયો. પરંતુ બાબુ સુરેન્દ્રનાથ જેવા શાણા બંગાળીઓએ વયોવૃદ્ધ દાદાભાઈ નવરોજજીને પ્રમુખપદ અપાવી, ઉદ્દામ પક્ષને કંઇક શાંકરત આપી. ૧૯૦૬ ની કોંગ્રેસમાં નવા પક્ષનું પરિબલ વધ્યું હતું. સબજેક્ટ કમીટીમાં કામ ચલાવવું ઘણુંજ દુર્ઘટ થઇ પડ્યું હતું. સર ફીરોઝશાહ અને બાબુ સુરેન્દ્રનાથ જેવા સંમાનને પાત્ર આગેવાનોનું વજન પણ શિથિલ થયું દેખાયું અને સ્વદેશી, સ્વરાજ્ય, પ્રજાવર્ગીય કેળવણી, બહિષ્કાર, બંગભંગ આદિ ઠરાવો પ્રસાર થયા. આ સમયથી કોંગ્રેસે સરકારને ભલામણ કરવાના કાર્યની સાથે પોતે ઉપાડવાના કર્તવ્યનો નિર્દેશ પ્રથમ કર્યો. આ સંમેલનમાં બાબુ બીપિનચંદ્રપાલ અને મી. તિલકનાં બોયકોટ સંબંધી ભાષણો એવાં તો ઉગ્ર હતાં કે "સરકારના બહિષ્કાર" નો પોકાર ઉઠયો. મી. ગોખલેએ

ફળવકળથી સામો પ્રત્યુતર વાળી, આની ચળવળ કેવળ અંગત હોવાનું સાફ સાફ જણાવી દીધું તથા નવા ઉદ્દામ પક્ષ અને જુના વિનીત પક્ષ વચ્ચેનો કલહ જે કાંઇક બનારસથી ઉઠયો હતો તેણે અહીં ગંભીર સ્વરૂપ ધારણ કીધું.

સને ૧૯૦૭ માં એક બીજો બનાવ નોંધવા જેવો છે. ધારાસભામાં બજેટની ચર્ચા કરી પાછા ફરતાં મુમબઇમાં હેરીસને સર ફીરોજશાહને કારપોરેશનમાં ચુંટાતા અટકાવવા કોકસ ઉભું કર્યું હતુ સર ફીરોજશાહે વર્ષો થયાં કારપોરેશનની સેવા કીધી હતી, તેમને આથી અન્યાય થતો હોવાથી મુમબઇની પ્રજાએ પ્રબળ પોકાર ઉઠાવ્યો અને કોકસ વિરૂદ્ધ જંગી મહામભા માધવબાગમાં ભરાઇ. અને ઓન મી. ગોખલેએ કોકસ તોડવામાં સારો ભાગ ભજવ્યો હતો.

આ દરમ્યાન બંગાળામાં સ્થિતિ કફોડી થતી હતી. માઇમેનશીંગમાં બખેડા જાગ્યા. સીડીશીયસમીટીંગ્ઝ એક્ટ પસાર થયો; બારીસલ પ્રાંતીક કોંગ્રેસમાં બાબુ સુરેન્દ્રનાથ પકડાયા અને નવા ચેતન તથા નવા પક્ષને જામવાનો વધુ અવકાશ મળ્યો, તેમ તેમ કોંગ્રેસમાં બન્ને પક્ષને સાથે જાળવવાનુ કામ મુશ્કેલ થતુ ગયું. ૧૯૦૭ માં નાગપુરમાં કોંગ્રેસ ભરવાના અને ઉદ્દામ પક્ષના નેતા મી. બાલગંગાધર તિલકને પ્રમુખપદ આપવાની ચળવળથી કોંગ્રેસ નાગપુર ભરાતી અટકી અને સુરત ભરાવાનુ ઠર્યું. અહીં લાલા લજપતરાયને પ્રમુખ ઠરાવવાનો પ્રશ્ન ઉઠયો અને આખરે સુરતમાં સમેલન મળતાં કોંગ્રેસના છુટા બે પક્ષો પડી ગયા.

### ઉદ્દામોના આટોપોથી પ્રેસ એક્ટની ઘટના.

હિંદી રાષ્ટ્રીય પરિષદ્‌ની આવી શોચનીય ભિન્નતા અટકાવવા મી. ગોખલેએ ઘણોજ પ્રયાસ કર્યો પણ તે વૃથા ગયો. અંતે સર ]

ફીરોઝશાહ આદિની કુનેહથી કોંગ્રેસ નવા ધોરણે તેમણે ચલાવી. આ વેળા ઉદ્દામપક્ષનાં પત્રોએ તેમને અને વિનીતોને ભાંડવામાં કાંઇ કચાસ રાખી ન હતી અને તે એ પત્રોની કડવાશે એમ કહેવાય છે કે, મી. ગોખલેને ૧૯૧૦ નો વર્તમાનપત્ર અને ભાષણો ઉપર અંકુશ નાંખવાનો કાયદો ઘડવામાં સરકાર પક્ષે મત આપવાને પ્રેર્યા હતા એ કે આ માનવા જેવું નથી, પરંતુ તે જમાનાનાં કેટલાક ઉદ્દામ પત્રનાં પત્ર વિનીતોને સામે જેમ ઉગ્ર આક્ષેપો કરી રહ્યાં હતાં તેમ સરકારની વિરૂદ્ધ પણ સખ્ત વચનો કાઢતા હતાં અને તેમને તેમ કરતાં દાબવાની ઇચ્છાથી પોતે આ કાયદાને ટેકો આપ્યો હતો એમ મી. ગોખલેએ જણાવ્યું હતું.

## હિંદુ-મુસલમાનોની એકતાનો પ્રશ્ન.

સુરતથી કોંગ્રેસના ઉપર જણાવ્યા પ્રમાણે બે પક્ષો પડતાં, મી. ગોખલેએ કોંગ્રેસ નવું બંધારણ યથાસ્થિત ધોરણે ઘડી કાઢવાનો યશ અમલનો ભાગ ભજવ્યો છે. વળી આ સમયે હિંદની જાગૃતિથી કેટલાક અધિકારીઓ ભડકતા હતા. તેમણે કહેવાય છે તેમ, બંગ-ભંગથી નારાજ થયેલા બંગાળીઓ સાથે મુસલમાનોને જમવા અને ઢાકાના મર્હુમ નવાબને આગેવાન કરી બંગભંગ વિરૂદ્ધની હિલચાલ વિરૂદ્ધ નવી હિલચાલ ઉપાડતી. આમાં પ્રેરક હાથ ગમે તેનો હો, પરંતુ એ તો સ્પષ્ટ છે કે આ સમયથી હિંદુઓ અને મુસલમાન વચ્ચે મતભેદ અને મનોભેદ જન્મ્યા. તેમાં ના. આગાખાન અને મી૦ ગોખલે ૧૯૦૯ના હિંદી ધારાસભાના ધારામાં અલાયદા મતદાર મંડળોનો નિયમ આજ મતભેદથી દાખલ થવા પામ્યો અને પરિણામે હિંદુઓ તથા મુસલમાનોનાં મન ખાટાં થયાં. અધિકારીઓએ હિંદી ધારાસભાના કાયદાના નિયમોમાં મુસલમાનોને પ્રતિનિધિઓ અને ચુંટણી સંબંધી ખાસ પક્ષપાતીના હક્ક આપ્યા અને પંજાબ

જેવા પ્રાંતો કે જ્યાં હિંદુઓની અલ્પમતિ છે ત્યાં હિંદુઓને એવા હક્ક ન આપ્યા, તેથી બન્ને કોમો વચ્ચે ખારાશ વધી. પંજાબમાં હિંદુ કોન્ફરન્સ સ્થપાઈ અને હિંદુ અને મુસલમાનોની એકત્રતાનો અને તેમને કોંગ્રેસમાં સામેલ કરવાનો પ્રશ્ન ઉભો થયો. ૧૯૧૦ માં અલ્હાબાદ કોંગ્રેસના પ્રમુખ સર. વીલીયમ વેડબર્ન અને મી. ગોખલેએ અગ્રભાગ લીધો હતો. હિંદુ–મુસલમાનોની એકતા માટે પ્રયાસ શરૂ કર્યો. તેમાં મી૦ ગોખલેએ કોંગ્રેસમાં મુસલમાનોની લાગણી દુઃખાય એવા અલાયદાં મતદાર મંડળો અને પ્રતિનિધિઓના હક્ક સંબંધી ઠરાવો જેમ બને તેમ નરમ સ્વરૂપમાં આવે એવી મહેનત કીધી. પરિણામે ૧૯૧૨ ની બાંકીપોર કોંગ્રેસે તેમને પ્રમુખપદ અર્પવાની ઘણીજ જીદ લીધી. ત્યાંનો મુસલમાન વિભાગ મી૦ ગોખલેની સમાધાન વૃત્તિથી ખુશ થયો હતો તેથી મી૦ ગોખલેને પ્રમુખપદ આપવા ઘણાજ આતુર હતા. પરંતુ કામના બોજાથી મી૦ ગોખલેએ તે સ્વીકારવા ના પાડી. તેઓ આ સમયે ઈંગ્લાંડમાં હિંદ તરફથી લગભગ હિંદી ધારાસભાના વિસ્તારનો ધારો સીડીશીયશ મીટીંગ્સ એક્ટ, આદિ સંબંધમાં ચળવળ ચલાવતા હતા.

### સત્યાગ્રહની લડત અને મી૦ ગોખલેનું સમાધાન.

દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરતા હિંદીઓના બ્રિટીશ નાગરિક તરીકેના હક્ક ઉપર ત્યાંના બોઅર લોકોએ અને ટ્રાન્સવાલની સરકારે પાછી તરાપ માર્યાથી સત્યાગ્રહની લડત મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ ઉપાડી હતી. આ લડતને શાંત પાડવા, ચાપ આપી ત્યાંની સરકારે સમાધાન કરવાનું વચન આપ્યું. મી૦ ગોખલે આ કાર્ય માટે દક્ષિણ આફ્રિકા ગયા અને ત્યાંના પ્રધાન મંડળ સાથે મસલત ચલાવી, સમાધાનની શરતો નક્કી કરી. પરંતુ ત્યાંની સરકાર

પોતાનું વચન પાળવામા મોળી પડી અને એ સરતોને કાયદાનુ સ્વરૂપ અપાવી ન શકી એટલે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત પાછી ખતપૂર્વક ચાલી. આ વેળા લડતને ટેકો આપવા તેમજ ત્યાના વસાહતી માટે હિંદમાં સત્યાગ્રહનુ ફંડ ઉધાડ્યુ હિંદના લોકોએ અને હિંદના પાનોએ આ હિલચાલને ટેકો આપ્યો મી૦ ગોખલેએ આમ ફંડની મદદ આપી ન અટકતાં ઈગ્લાંડના આગેવાનો સાથે મસલત ચલાવી, મી૦ ગાંધીએ પણ મક્કમ-પણે સત્યાગ્રહ ટેકવી રાખ્યો અને આપણા સમભાવશીલ વાઇસરોય લોર્ડ હાર્ડીન્જે વચ્ચે પડી વસાહતી હિંદી અને સંકટની તપાસ કરનાર કમીશન નીમાવ્યુ. આ કમીશનમાં હિંદથી ના વાઇસરોયે સર બેનજામીનને મોકલ્યા અને પરિણામ હિંદીઓના લાભમા આવ્યુ. આ કાર્યમાં મી૦ ગોખલેનો હિસ્સો કાંઈ નાનોસુનો નથી. આ કાર્યમા સલાહ આદિનો ટેકો આપવા માટે સ પાયચી વીરનર મી૦ ગાંધીને મી૦ ગોખલે પ્રતિમાન બુદ્ધિ ઉપજી અને તેઓ તેમને પોતાના ગુરૂ માનવા લાગ્યા.

## પબ્લીક સર્વીસ કમીશન.

મી૦ ગોખલેએ આમ સત્યાગ્રહની લડતમાં વિજય મેળવ્યો. તે પછી હિંદની સાર્વજનિક સેવા ( પબ્લીક સર્વીસ ) શકી કમીશનમાં એક કમીશનર નીમાયા. આ કમીશનમા તેમણે જે સેવા બજાવી છે તે ઉપર મત હાલ બાંધી શકાય એમ નથી. કારણ એ કમીશનનો રીપોર્ટ હજી બહાર પડ્યો નથી, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે આ મહાન પ્રશ્નની વિચારણા અને તપાસમાં તેઓ એવા તો વ્યાપૃત થયા હતા, તેમજ તેઓએ એવો શ્રમ ઉઠાવ્યો હતો કે, તેમની તબીયત નરમ પડી ગઇ, અને વચ્ચે વચ્ચે ઉથલા ખાવા છતાં તેઓ તેના કામમાં મચ્યાજ રહ્યા. આખરે યુરોપી યાદવી જામતાં, આ

કમીશનનું કામ વિલબે પડતાં તેઓ હિંદ આરામ લેવા અને હિંદમાં પોતાનું કર્તવ્ય બજાવવા, હિંદી ધારાસભામાં પ્રતિનિધિ તરીકેની સેવા ઉઠાવવા પાછા આવ્યા તેઓ આવતા એપ્રીલમાં પાછા ઇગ્લાંડ જનાર હતા ત્યાં દૈવે તેમને પોતાના દરબારમાં અકાળે બોલાવી લીધા છે.

## પ્રકરણ ૨૨ સું.

# લોકમાન્ય બાલગંગાધર તીલક.

કેળવણી અને વિદ્યાપ્રેમ—શ્રીયુત તિલકનો જન્મ દક્ષિણમાં રત્નાગિરિ શહેરમાં ૧૮૫૬ ના જુલાઈની તા૦ ૨૩ મીએ સંવત ૧૯૧૨, શકે ૧૭૭૮ આષાડ વદ ૭ ને દિને થયો હતો, તેઓ ઇતિહાસ પ્રસિદ્ધ ચિત્પાવન બ્રાહ્મણ હતા, રત્નાગિરિ એ ચિત્પાવનોની ઐતિહાસિક જન્મભૂમિ હોઇને ત્યાં એમનો જન્મ થયો તે દરેક રીતે યોગ્ય હતું. તેમના પૂજ્ય વડીલો મરાઠા તવારીખના જ્ઞાતા તરીકે પ્રસિદ્ધ હતા, તેમના પિતા રા૦ રા૦ ગંગાધર રામચંદ્ર તિલક તેમના જન્મ સમયે રત્નાગિરિમાં શિક્ષક હતા. તેઓ મહાબુદ્ધિશાળી અને વિદ્વાન હતા. તેમને ગણિત અને સંસ્કૃતનો ખાસ શોખ હતો. તેઓ વૈયાકરણી હતા. રત્નાગિરિમાંથી ઉંચે ઓધ્ધે ચડતાં તેઓ પછી થાણામાં અને પુનામાં ડીપોટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર થયા હતા. પિતા પાસેથી વારસામાં શ્રીયુત તિલકે વિદ્યા પ્રેમ અને ગણિતશક્તિ પ્રાપ્ત કર્યાં હતાં. તેમનું સંસ્કૃતનું જ્ઞાન પરિપક્વ પણ એથીજ થયું હતું. નવરાશના સમયે તેઓ ગણીતમાંજ લીન થતા. દશ વર્ષની વયથી તે મરણ પર્યંત તેઓએ પુનાના વતની તરીકે જીવન ગાળ્યું છે. તેમની ૧૬ વર્ષની વયે ૧૮૭૨ માં તેમના પિતા દેવલોક સીધાર્યા, સને ૧૮૭૩ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી ડેક્કન કોલેજમાં દાખલ થયા, અને ૧૮૭૬ માં ગ્રેજ્યુએટ થયા. તે પછી કાયદાનો અભ્યાસ તેમણે આરંભ્યો અને ૧૮૭૯ માં બી. એ. એલ. એલ. બી થયા.

લોકકેળવણી અને લોકમતપ્રેરક વર્તમાન પ્રયાસો—હવેજ
વિદ્યાર્થી જીવનનો અંત આવતાં જેમ હરેક યુવાનના જીવનકાર્ય
સંબંધમાં બને છે, તેમ આત્મજીવનનું લક્ષ્ય દેશહિત, સમાજસુધા-
રણા, આદિ સંબંધી ઉચ્ચાશયોના જે બીજ વિદ્યાર્થી દશામાં
અંકુરિત થયા હતાં તેમને પલ્લવિત કરવાનો અનુકૂળ માર્ગ શોધવાનો
અને એ માર્ગે ગતિ કરવાનો પ્રસંગ શ્રીયુત તિલકને માટે ઉપસ્થિત
થયો. તેઓના વડીલ કાકાનો વિચાર તેમને સરકારી નોકરીમાં દાખલ
કરાવી મુનસફ બનાવવાનો હતો પણ મી. તિલકે પ્રથમથીજ સર-
કારી નોકરીમાં જીવન બાંધી ન દેવાનો સંકલ્પ કર્યો હતો. તેમણે
કોલેજ જીવનમાંજ પોતાના સાહાધ્યાયીઓ સાથે આવો નિશ્ચય કીધો
હતો. તેઓ આ સમયે એક બીજા સંસારસુધારક યુવાન મી. આગ-
રકર તેમજ મી. તિલકે સરકારી નોકરીથી સદાને માટે દૂર રહેવાનો
નિશ્ચય પાર પાડવાના અને પોતાના જીવનને દેશહિતકાર્યમાં પ્રેરવાના
વિચારથી કર્યો અને દેશમાં સોંઘી અને સારી ઉચ્ચ કેળવણી પ્રસાર
વાને એક નિશાળ તથા પાઠશાળા ( કોલેજ ) સ્થાપવાની એક યોજના
આલેખી. આ બે ઉત્સાહી કાર્યકરોને તેમના આ ઉન્નત કાર્યના
આરંભમાં કોઇ તરફથી ઉત્સાહી ઉત્તેજન ન મળ્યું. પરંતુ એવાજ
ઉચ્ચ અભિલાષવાળા, તે જમાનાના નામાંકિત ગતલેખક અને સમ-
ભાવશીલ સહચારી મી. વિષ્ણુ કૃષ્ણ ચિપલુણકરની સહાનુભૂતિ તેમને
મળી. અને તેના પરિણામે ૧૮૮૦ ના જાન્યુઆરીની તા ૨ જીએ
મેશર્સ તિલક, ચિપલુણકર અને એમ બી. નામજોશીને મોરાબા
દાદાની વાડીમાં "પુના ન્યુ ઇંગ્લીશ સ્કુલ" સ્થાપી. એમાં મી. વી.
એસ. આપ્ટે એમ. એ અને મી. આગરકર એમ. એ, જોડાયા.
આ પાંચ મરાઠા પાંડવોએ તે પછી સન ૧૮૮૧ ના જાન્યુ-
આરીથી એક ઇંગ્રેજી અઠવાડિક અને એક મરાઠી દૈનિક કાઢવાની

યોજના કરી અને "મરાઠા" તથા "કેસરી" મી૦ ચિપલુણકરે સ્થાપેલા આર્યભૂષણ પ્રેસમાંથી પ્રકટ થવા માંડયાં. આ બન્ને પાત્રોમાં નિર્ભય રીતે પોતાના જમાના પ્રસંગો અને બનાવો ઉપર ટીકા કરવામાં આવતી હતી, તેમના આ સાહસ બદલ આ પાંડવોને સહેવાનો કડવો પ્રસંગ આવ્યો. તેમણે કોલ્હાપુરના રાજ્યના કારભારીની શ્રીમાન શિવાજીરાવ મહારાજા પ્રત્યેની વર્તણુક વિષે સખ્ત ટીકા હિમ્મતભેર કરી હતી. તે માટે બદનક્ષીનું કામ તેમનાં પત્રો સામે ચાલ્યુ. આ ખટલો ચાલતો હતો તે દરમ્યાન મી૦ ચિપલુણકરનું મરણ થયુ અને મી૦ તિલક તથા મી૦ આગરકર અપરાધી ઠર્યા અને તેમને ચાર મહીનાની સાદી કેદની શિક્ષા થઈ. શ્રીયુત તિલકને સહેવા પડેલા ફોજદારી કોર્ટના ખટલાઓનો આરંભ વાસ્તવિક રીતે અહીંથીજ થયો.

દક્ષિણ કેળવણી સમાજ આદિની સ્થાપના—છતાં આથી રજ પણ ન ડગતાં મિ૦ તિલક અને મી૦ નામજોશીએ પોતાનું સ્વદેશાભિમાનથી પ્રેરાયલું વર્તમાનપત્રનું કર્તવ્ય ચાલુજ રાખ્યું અને તે સાથે સાથે કેળવણીના પ્રચાર માટે સન ૧૮૮૪ માં ડેક્કન એજ્યુકેશન સોસાઇટી પુનામાં સ્થાપી, કોલ્હાપુરના ખટનામાં તેમણે મહાન શિવાજીના વંશની આબરૂ ખાતર કેટલાક દર વિજે પોતાનું નિર્દોષપણું સિદ્ધ કરવાને પ્રકટ ન કર્યા તેથી મરાઠા રાજવંશીઓ તેમની ઉપર પ્રસન્ન થયા અને તેમણે રૂ. ૭૫,૦૦૦ ની રકમ એક તડાકે શ્રીયુત તિલકને આ કેળવણીના કાર્ય માટે ભરી આપી. પૈસાની મદદ આમ મળવા સાથે સ્વયંસેવક તરીકેના આવશ્યક એ કાર્યમાં પ્રો. વી. બી કેલકર, પ્રો. એમ. એસ. ગોલે અને પ્રો. ધારૂપ સામેલ થયા અને ૧૮૮૫ માં ફરગ્યુસન કોલેજ સ્થપાઈ; આ કોલેજ સ્વયસેવક તેના ઉત્સાહી અને નિસ્વાર્થી પ્રયાસે ચાલતી

ક્રમક્રમ હિન્દની નામાંકિત કેળવણીની સંસ્થાઓમાંની એક થઇ પણ છે, અને મુંબાઇ ઇલાકામાં તે આદર્શરૂપ થઈ છે; ગુજરાતમાં તેના નમુના ઉપરથી સુરતમાં હાલ "સાર્વજનિક કેળવણી સંસ્થા" સ્થપાઇ છે. આણંદમાં પણ તેવું કેળવણી મંડળ સ્થપાયું તે વગેરે સંસ્થાઓ હયાતીમાં આવી છે, આરંભમાં શ્રીયુત તિલક આમાં પ્રથમ સ્વયંસેવક તરીકે સામેલ હતા. પાછળથી તેમને મી૦ આગરકર આદિ સાથે ઉગ્ર મતભેદ પડતાં ચાર વર્ષ સેવા ઉઠાવી ૧૮૯૦ માં તેઓ આ સંસ્થાથી નિખુટા પડયા અને રાજીનામું આપ્યું.

સંસાર સુધારાની પ્રવૃત્તિઓનું દષ્ટિબિન્દુ—દરમ્યાન ૧૮૮૮ માં મી૦ આગરકરે હિન્દુ ધર્મ અને સંસારસુધારાના રા૦ તિલકના સમાજ રક્ષી અને રૂઢિ રક્ષક અભિપ્રાયે રૂચના ન આવતાં અને પોતે આરૂઢ સુધારક મતના હોવાથી "કેસરી" માથેનો સબંધ છોડયો અને રા૦ તિલક, રા૦ કેલકર અને રા૦ એચ. એચ ગોખલે એ ત્રણને ખભે "મરાઠા" અને "કેસરી" ની ધુંસરી આવી. આખરે મી૦ ગોખલે અને મી૦ કેલકર પણ છુટા પડયા અને રા૦ કેલકરે પ્રેસ રાખ્યું. આજ અરસામાં "એઇજ ઑફ કસેંટ બીલ" "લગ્નની સંમતીની વયનો" કાયદો વડી ધારા સભામાં પસાર થવા માટે રજુ થયેલો હોવાથી તે સંબંધમાં ઉગ્ર અને તીક્ષ્ણ ચર્ચા દેશમાં આગેવાન મંડળો, સંસ્થાઓ અને લોકનાયકોમાં ચાલી રહી હતી. હિન્દુ ધર્મનો મોટો ભાગ આ બીલની વિરૂદ્ધ હતો. મી૦ તિલક તેમાં વિરૂદ્ધ પક્ષમાં હતા. રા૦ મહાદેવ ગોવિંદ રાનાડે આદિ સુધારકો તેમણે શાસ્ત્રીય ચર્ચા કરી પોતાનો મત અચ્છી રીતે પ્રતિપાદન કીધો. આ બિલની વિરૂદ્ધ જે મોટો હિન્દુ લોકોનો ભાગ હતો તેમનો વિરોધ મુખ્યત્વે એક મહત્વના

નિયમનું અવલંબન કરનારો હતો. એ નિયમ એ હતો કે " કોઈ સરકારે કાયદાથી હિન્દ સમાજના સ્વસત્તાક તંત્રને ખળભળાવવું નહીં; સમાજે પોતે પોતાની મર્યાદામાં સ્વયંભુ પ્રેરણાથી પોતાના બંધારણમાં ફેરફાર કરનારી પ્રવૃત્તિ ઉપાડવી."

કાયદાના શિક્ષણની પ્રવૃત્તિ—શ્રીયુત તિલક આ ચર્ચામાં રસભર મહત્વનો ભાગ લેઇને અટક્યા નહતા, એક પાસેથી તેમણે આમ દેશહિતની પ્રવૃત્તિઓમાં મચી રહેવા સાથે કાયદાના શિક્ષણનું કાર્ય પણ ઉપાડયું હતું. ઇલાકામાં તેમણે તે માટે પહેલોજ " લૉ ક્લાસ " કાઢયો. તેઓ આ નિશાળમાં કાયદાના શિક્ષણ પાછળ ખંતભર્યો શ્રમ લેવા લાગ્યા અને યુવાનોને કાયદાની પરીક્ષાઓ માટે તૈયાર કરવા માંડયા. આ ઉપરાંત " કેસરી " અને " મરાઠા " નું તંત્ર પણ તેઓ હિમ્મત અને ખંતથી ચલાવે જતા અને બાકી રહેલો વખત વેદોના પ્રાચીનત્વ સંબંધી સાહિત્યોના અભ્યાસમાં ગાળતા. આ દિશામાં તેમણે શોધખોળની નવીજ દિશામાંજ બુદ્ધિશક્તિ અને સંગીતવિદ્યાનૈપુણ્ય, સૂક્ષ્મ પાંડિત્ય અને વિચાર સ્વાતંત્ર્ય ઉત્તમ કક્ષામાં પ્રકટ કર્યાં. તેમણે જ્યોતિષ વિદ્યાનો આધાર લઇને વેદોનું પ્રાચીનત્વ સિદ્ધ કરનારો એક મહત્વનો લેખ લખ્યો. સને ૧૮૯૨ માં લંડનમાં મળેલી " ઇન્ટર નેશનલ કોંગ્રેસ ઑફ ઓરીએન્ટલ્સ " માં વિચાર દર્શન માટે મોકલી આપ્યો. પછીથી એ લેખ " ઓરાયન " ગ્રંથરૂપે પ્રકટ થયો અને એણે તેમની નામનામાં અનુપમ વૃદ્ધિ કરી.

કુદરતની પ્રેરણાથી રાજકીય જીવન—પરંતુ અગાઉ પ્રસ્તાવમાં કહ્યું છે તેમ રા૦ તિલકના ભાગ્યમાં વિદ્યાશોધન અને અભ્યાસ પરિપાકના ફળરૂપ ગ્રન્થો અસ્ખલિતપણે પ્રકટ કરવાનું સરજાયલું ન

હતું એથી વડોદરા રાજ્યમાં પોતાના અંગત મિત્ર રા. સા. એન, એમ. બાપટ ઉપર રાજ્ય ખટલો ચાલતાં તેમને તેમાં આગેવાની ભર્યો ભાગ લેવો પડયો અને કાયદાના સુક્ષ્મ જ્ઞાન અને તર્ક કોડી લગાવવાની તીવ્રબુદ્ધિના પરિણામે રા. સા. બાપટને વિજય અપાવા મથ્યા, આ પ્રસંગે ધારાશાસ્ત્રીઓ આદિના મગજ ઉપર તેમણે એવી છાપ પાડી કે જો મી૦ તિલકે ધારા શાસ્ત્રીનું કામ ચાલુ રાખ્યુ હત તો જતે દહાડે હાઈકોર્ટના ન્યાયમુર્તિ થવાનો સુયોગ તેમને પ્રાપ્ત-થયો હત.

રાજ્યદ્વારી પ્રવૃત્તિઓના રસભર પ્રયાસો—પરંતુ હિન્દની રાજકીય ચળવળમાંની તેમની રસવૃત્તિએ તેમને હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની હિલચાલમાં જોડાવા પ્રેર્યા. તેઓ કહેતા કે " જુઓ વિધિનું વિલસિત યદચ્છાથી મનુષ્યનું જીવન કેવું બને છે તે જુઓ, મને એમ લાગ્યું કે મારે શિક્ષક થવું. પ્રોફેસર થવું, અને વિશેષે કરીને કોઈ પણ વિષયમાં સંશોધન કરી નવીન મત પ્રતિપાદન કરનારો ગ્રંથ લખવો પણ છેવટે જુઓ મારે પોતાને મેં પોતેજ કાઢેલી શાળા અને કોલેજ છોડીને રાજ્યકીય હિલચાલમાં પડવું પડયું. મને લખવાનો મનથી કંટાળો હોવા છતાં મારો આખો જન્મ વર્તમાનપત્રના ધંધામાં ગયો. " આમ દૈવપ્રેરણાથી તેઓએ રાજદ્વારી હિલચાલમાં ઝોકાવ્યું. કેટલાંક વર્ષ સુધી તેઓ દક્ષ્ખણની કોંગ્રેસની " સ્ટેન્ડીંગ કમીટી " ના સેક્રેટરી હતા. મુંબઇ પ્રાંતિક કોનફરન્સની પહેલી પાંચ બેઠકોની વ્યવસ્થા તેમને હાથે થઈ અને પાંચમી પુનામાં માન૦ મી૦ ફીરોજશા મહેતાના પ્રમુખ પદે થયેલી કોન્ફરન્સ એક તેજસ્વી સફળતાના નમુના રૂપ હતી. તેઓ બે વાર મુંબઈની ધારાસભામાં સભ્યપદે ચુંટાયા હતા તેમ એક વાર મુંબાઇ યુનીવર્સીટીના ફેલો તરીકે પણ તેમની ચુંટણી થઇ હતી.

પુનાની મ્યુનીસીપાલીટીમાં પણ તેમણે નામના પ્રાપ્ત કરી હતી; ૧૮૯૫ માં તેઓ મ્યુનીસીપલ કાઉન્સીલર ચુંટાયા ત્યારે સૌથી વિશેષ મતો તેમને મળ્યાં. તેજ વર્ષમાં ૧૧ મી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ ( પુના )ની બેઠકના તેઓ સેક્રેટરી નીમાયા. પરંતુ કોંગ્રેસનો મંડપ સંસાર સુધારા પરિષદને આપવા સંબંધમાં વાંધો ઉઠતાં તેઓ આ પદેથી નિવૃત્ત થયા, જો કે તેમણે એ બેઠક સફળ થવામાં પોતાની મદદનો સંપૂર્ણ હિસ્સો આપ્યો.

રાજ્યદ્વારી ખટલાનાં મંડાણ અને શિક્ષા—૧૮૯૬ માં ઇલાકામાં સખ્ત દુકાળ ફાટી નીકળ્યો. આ પ્રસંગે તેમણે લોકદાઝ હૈડે ધરી તેમનાં સંકટો નિવારવાને મહાન પ્રયાસો કીધા. તેમની ખરી લોકપ્રિયતા આ સમયે અચુક સિદ્ધ થઇ. તેમણે પુનામાં સસ્તા અનાજની દુકાનો સ્થપાવી. શોલાપુર અને અહમદનગરમાં ભારે સંકટો હોવાથી તેમણે ત્યાં સરકાર સાથે મળીને રાહતનાં કામોની યોજના પાર ઉતારી આપી. પછી પુનામાં પહેલીવાર પ્લેગ વ્યાપ્યો તેમણે બીજા આગેવાન શહેરીઓની પેઠે પુનાની બહાર ભાગી ન જતાં શહેરમાં જ રહી એક દવાખાનાની વ્યવસ્થા કરી તેમજ મરકી નાબુદ કરવાના ઉપાયો સરકારને સુચવ્યા.

શ્રી. તિલકને પૂજ્યપૂજનમાં નિરતિશય શ્રદ્ધા હતી. તેથી તેમણે શિવાજી મહોત્સવની યોજના કરી અને એ દ્વારા મરાઠી પ્રજાના હૃદયમાં ગુપ્ત રહેલી પુજ્ય પુજનની ભાવનાઓ પ્રકટ કરી. તેમણે રાયગઢની શિવાજીની અવમાન પીડ સમરાવવાની હિલચાલ ઉપાડી અને તેમની જયંતિ ઉજવવાનો પ્રબંધ કર્યો, આજ વેળાએ મહારાષ્ટમાં મરકી ત્રાસ પ્રવર્તાવી રહી હતી. તેથી ૧૮૮૭ માં શિવાજીના જન્મ દિવસે તેમનો ઉત્સવ ઉજવાયો નહીં પણ તા. ૧૩ મી જુને તેમના

રાજ્યાભિષેકના દિને ઉજવાયો. આ દિને ઉપદેશ, સંગીત, ભજન-મંડળી આદિથી આ-મહોત્સવમાં લોકોત્સાહ ઓર જામ્યો. તા૦ ૧૮ મીએ આ મહોત્સવનો હેવાલ "કેસરી" માં પ્રકટ થયો અને તેમાં એ પ્રસંગે ગવાયેલું એક સગીત પ્રસિદ્ધ થયુ તા૦ ૨૨ જુને મી૦ રેન્ડ અને લે. એયરસ્ટના ખુનનો બનાવ બન્યો. એ બનાવે એંગ્લો ઇંડીયન કોમમાં ખળભળાટ જગવ્યો અને તેમણે એમ મક્કમપણે જણાવ્યું કે "કેસરી" ની અગ્રલેખની ઉશ્કેરણીના પરિણામેજ ઉક્ત ખુન થયું. મુંબઇ સરકારે મી૦ તિલક સામે ફીતુર બાબત કામ ચલાવવા ઓરીઅન્ટલ ટ્રાન્સલેટર મી૦ બેગને પ્રેરણા કરી, પોલીસે તા૦ ૨૭ મી જુનની રાત્રે મુંબઇમાં મી૦ તિલકને પકડયા, પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ આગળ ખડા કર્યા, મેજીસ્ટ્રેટે જામીન ઉપર નહી છોડવા ફરમાવ્યું, હાઇકોર્ટને તે માટે અરજ થઈ, પણ તે પાછી પડી, તા૦ ૨ જી આગષ્ટે રા. તિલક સામે સેશન્સ કોર્ટમાં કામ ચાલ્યું. ન્યાયમુર્તિ તૈયબજી આગળ મી દાવરે જામીન ઉપર તેમને છોડવા બીજી અરજ કરી અને ઇંગ્લાંડની ફોજદારી કોર્ટના નિયમોના આધારે કાયદાની સાહદતો ટાંકી, કલકત્તાવાળા પ્રખ્યાત ધારાશાસ્ત્રી મી૦ પુએ હાઇકોર્ટમાં શ્રીયુત તિલકનો બચાવ કર્યો. છ યુરોપીયનો અને ત્રણ હિન્દીઓની જ્યુરી આગળ તે ચાલ્યો. છ યુરોપીઅનોની બહુમતીએ શ્રીયુત તિલકને ગુન્હેગાર ઠરાવ્યા અને ન્યાયાધીશે તેમને અઢાર મહીનાની સખ્ત કેદની શિક્ષા ફરમાવી. હાઇકોર્ટના 'ફુલ બેન્ચ આગળ કાયદાના મુદ્દાઓ ચર્ચવાની તેમના અરજ નકારાઇ; ઉપરાંત હાઇકોર્ટે પ્રીવીકાઉન્સીલને અપીલ કરવાની અરજ પણ કાઢી નાંખી, પણ પ્રીવીકાઉન્સીલ આગળ રા. તિલક તરફથી મી૦ એસ્કવીથે અરજ કરી પણ લોર્ડ ચાન્સેલર, લોર્ડ હેલ્સબરીએ એ રદ કરી. આથી શ્રીયુત તિલકને ન્યાય ન મળ્યો અને

થયેલી સખત કેદની શિક્ષા ભોગવવી પડી, આખરે મી૦ મેક્ષમુલર અને મી૦ વીલીયમ હંટરે રાણી વિકટોરીઆને- શ્રીયુત તિલક એક વિદ્વાન હોઇને તેમની તરફ દયા દાખવવા અરજ કરી. કેટલાક સરસંદેશા ચાલ્યા પછી ૧૮૮૮ ના સપટેમ્બરની તા૦ ૬ ઠીએ ચોક્કસ શરતોએ તેમને સરકારે છોડયા. તે પછીના ૭ મહીના તેઓ સિંહગઢમાં નાદુરસ્ત તબીયત સુધારવા રહ્યા પછી મદ્રાસ કોંગ્રેસમાં હાજરી આપી. તેઓ આરોગ્ય સુધારણા અર્થે સીલોન સીધાર્યા.

**વેદોની પ્રાચીનતા સંબંધી શોધખોળ**—પોતાની આ સઘળી પ્રવૃત્તિઓમાં વેદોની પ્રાચીનતાનો તેમનો અભ્યાસ જારી હતો અને સતત દશ વર્ષપર્યંત વેદોજ નહીં પણ ઉપરનાં સઘળાં પાશ્ચાત્ય વિવેચનોનો સતત અભ્યાસ કર્યો. સઘળા શોધખોળના પરિણામે તેઓ એવા નિર્ણયે આવ્યા કે વેદના પ્રણેતાઓનો મૂળ નિવાસ ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હતો અને પ્રાચીન વૈદિક સુક્તો તે પ્રદેશોમાં રચાયાં હતાં. "ઓરાયન" નામના ગ્રંથમાં ખગોળદર્શન અને જ્યોતિષ શાસ્ત્રની ગણનાથી તેમણે આ સુકતોની પ્રાચીનતા તો સિદ્ધ કરીજ હતી અને હવે " આર્કટીક હોમ ઇન ધી વેદાઝ-વેદોમાં ઉત્તર ધ્રુવ નિવાસ-" એ ગ્રંથમાં ખગોળની છેલામાં છેલી શોધના આધારે તેમણે પ્રાચીન કાળના મૂળ મનુષ્યની સ્થિતિ સંબંધી માહિતી તારવી.

**તાઇ મહારાજનો ખટલો અને ચારિત્ર્ય દુષિત ઠરાવવાની કોશિષ**—આમ તેમનો પ્રાચીન વેદવિદ્યાનો અભ્યાસ સતત ચાલતો હતો તે દરમ્યાન તેઓ પાછા ખટલાના વમળમાં પડયા. આ સમયે તાઇ મહારાજનો નામાંકિત ખટલો જાગ્યો અને તેમની માનસશક્તિ તેમજ શારીરિક શક્તિ પણ તેમાં ઉંડાણથી રોકાઇ. પુનાના પહેલા

વર્ગના સરદાર શ્રી બાળા મહારાજ દખ્ખણના એક પ્રાચીનમાં પ્રાચીન ઉમરાવ કુટુંબના હતા. કેસરીના ખટલામાંથી છૂટયા પછી થોડા વખતમાં શ્રી બાળામહારાજનું અવસાન થયું તેઓ મીં૦ તિલકના મોટા મિત્ર હતા. તેથી તેમના વીલના 'ટ્રસ્ટી અને એક્ઝીક્યુટરનું કાર્ય તેમને શિરે આવ્યું. આ કાર્યમાં ૧૯૦૧ થી ૧૯૦૪ પર્યંત તેઓ રોકાયા. મહારાજની મીલકતની અવ્યવસ્થા ટાળવા તેમણે પ્રયાસ કર્યો, દેવાં આદિ ચૂકવવાનું, મહારાજની વિધવાનું ચાલુ ખર્ચ નિભાવવાનુ, અને તેમને દત્તક લેવડાવવાનું મહાભારત કાર્ય તેમને પાર ઉતારવાનુ હતું. એ જુવાન વિધવાએ આરંભમાં તો કશો વિરોધ જગાવ્યો નહીં પણ ખરાબ સલાહકારો આખરે તેને ભંભેરવામાં ફાવ્યા. તેમણે તેના મનમાં રા૦ તિલક માટે વસવસો અને શંકા પેદા કર્યા અને પોતાને મનગમતા છોકરાને દત્તક લેવાનો આગ્રહ તેણે ધર્યો. એથી ૧૯૦૧ ના જુનની તા. ૧૮ મીએ ઔરંગાબાદમાં તેણે એ એક બીજા જુના કુટુંબમાંથી દત્તક માટે એક છોકરો તેના સલાહકારોની ઇચ્છાનુસાર પસંદ કર્યો. આના પારણામે ખટલો જાગ્યો. પુનાના ડીસ્ટ્રીક્ટ જડજ મી૦ એસ્ટન આગળ બાળામહારાજે વીલમાં ઠરાવેલી દત્તકની શરત રદ કરવા ફર્યાદ થઇ. તેણે એમ ઠરાવ્યું કે મી૦ તિલક તથા બીજા ટ્રસ્ટીઓએ દત્તકનો કરેલો નિર્ણય ગેરકાયદેસર છે એટલુંજ નહી પણ ઔરંગાબાદમાં મૂળ પુરૂષને દત્તક લેવડાવવામાં વિધવા ઉપર દબાણ ચલાવ્યાનો શ્રીયુત તિલક ઉપરનો આક્ષેપ નોંધ્યો. રા. તિલકે તે સામે વાંધો ઉઠાવ્યો પણ તે નિરર્થક ગયો. આનો ખુલ્લો હેતુ તેમની પ્રામાણિકતાને કલંકિત કરવાનો હતો. આ હેતુ સાધવાને ડીસ્ટ્રીક્ટ જડજે ફોજદારી કાયદાની રૂએ શ્રીયુત તિલક ઉપર કામ ચલાવવા પરવાનગી આપી અને પુનાના મેજીસ્ટ્રેટે કામ ચલાવ્યું.

તેમના ઉપર ખાયકી, ખોટી સહી, ખોટા સોગંદ આદિ સાત આ-રોપો મૂકાયા. જો કે અપીલ ચાલતાં હાઇકોર્ટે વીલના પ્રોબેટ સં-બંધી નીચલી કોર્ટનો ચુકાદો ફેરવ્યો પણ શ્રીયુત તિલક સામેનો ફોજદારી ખટલો અટકાવ્યો નહીં. એથી મી૦ તિલકને ૧૮ મહી-નાની સખ્ત કેદની શિક્ષા થઈ. પછી સેશન્સ કોર્ટે એ શિક્ષા ઘટાડી ૭ મહીનાની કરી અને ન્યાયાધીશે શ્રીયુત તિલકના ચારિત્ર્યને ખગબ હેતુથી તદ્દન નિષ્કલંકિત હોવાનું જણાવ્યું. પછી હાઇકોર્ટમાં અપીલ ચાલતાં બધીએ શિક્ષા રદ થઇ અને સરકારે તેમની સામેના બીજા આરોપો પાછા ખેંચી લીધા. હાઇકોર્ટે દત્તકવિધાનની તરફેણમાં ચુ-કાદો આપ્યો અને શ્રીયુત તિલકે દીવાની કોર્ટમાં લઢીને તે સા-બીત કર્યું

લો. તિલક સામે સરકારી અમલદારો તરફથી શરૂ કરાયલી આ લડાઇ ૧૯૦૧ થી શરૂ થઇ તે અદ્યાપિ ૧૬ વર્ષ પર્યંત ચાલી અને અંતે તેમાં તેઓ યશસ્વી નીવડયા તેમના અવસાનના દશ દિવસ અગાઉ આ પ્રકરણનો છેવટનો ચુકાદો મુંબઇની હાઇકોર્ટે આપ્યો અને શ્રીયુત તિલકનું કર્તવ્ય સર્વાંગ રીતે સફળ થયુ.

"કેસરી" નું યશસ્વી સંપાદકત્વ—સન ૧૮૮૧ થી ન્યુ હાઇસ્કુલની પ્રવૃત્તિમાં જન્મ પામેલા "કેસરી" પત્ર સાથેના શ્રીયુત તિલક મુખ્યે દેશના અનેઅાસ કરીને દક્ષિણના રાજ્યદ્વારી વાતા-વરણને રાષ્ટ્રીય તત્ત્વોથી ઓતપ્રોત કર્યું છે એટલુંજ નહી પણ રાષ્ટ્રીય મતની ઘટના ઘડી છે, એમ કહીએ તો તે ચાલશે. શ્રીયુત તિલકને સાર્વજનિક ચળવળ અને સ્વગત પ્રસ્થાપનના કાર્યમાં "કેસરી" એ અદ્ભુત સહાયતા આપી છે. પહેલા સાત વર્ષ તો તેમને "કેસરી" માંથી કાંઇ લાભ ન મળતાં ઉલટો તોટો જતો

હતો તે ખાતે તેમને રૂ. ૧૦,૦૦૦ નું દેવું કરવું પડ્યું હતું. અને તે ફેડતા તેમને દશ વર્ષ લાગ્યાં ૧૮૯૭ની સાલથી તેમની ઉપર પહેલો રાજ્યદ્વારી ખટલો ચાલ્યો. તે વેળા "કેસરી" નું દેવું તેમને શિરે હતું. ૧૮૯૧ માં "કેસરી"ના ગ્રાહકો ૪૦ ૦ હતાં, તે શ્રીયુત તિલકના તંત્રીત્વમાં આવતાં વધ્યાં અને ૧૮૯૭ માં ખટલા વેળા ૭૦૦૦ થયાં હતાં. ૧૮૯૮ માં તુરંગમાંથી છુટી આવતા તેમણે જોરદાર રાજ્યકીય લેખનપ્રવૃત્તિ ચલાવી અને દેવું ફેડ્યું, તરત પ્લેગ પુનામાં આવ્યો અને ગ્રાહકોની સંખ્યા કમી થઇ, અને માલકીનું છાપખાનું કાઢવું પડ્યું. તેમણે "કેસરી"નો સર્વ વ્યવહાર રા. ઘોંડો વિદ્રામને આપ્યો અને પોતાની માલકીના ઘરમાં છાપખાનું કાઢ્યું ધીમે ધીમે અતિ વધતાં છેલ્લાં વીસ વર્ષથી "કેસરી"ની આવકમાંથી શ્રીયુત તિલકને સારી રકમ મળવા લાગી અને તેમનો વ્યવહાર તે ઉપર નિભવા માંડ્યો. અત્યારે "કેસરી" ની નકલો હજારોની સંખ્યામાં ખપે છે અને તેને પહોચી વળવાને શ્રીયુત તિલકે છેલ્લા વિલાયતના પ્રવાસ વેળા એક મોટું યંત્ર તે છાપવાને વેચાતું લીધું છે. એથી કલાકે હજારો પ્રતિ નીકળી શકે છે લો. તિલકની ઇચ્છા આવતા વર્ષથી અઠવાડીયામાં બે વાર "કેસરી" કાઢવાની હતી. ઉપરાંત તેમની ઇચ્છા અન્ય ભાષાઓમાં પણ "કેસરી" કાઢવાની હતી

યંત્ર પસંદગીની કુશળતા—અહીં શ્રીયુત તિલકની યંત્ર પસંદગીની કુશળતા નોંધવા જોગ છે વિલાયતથી જે યંત્ર તેમણે આણ્યું અને તેને યોજવામાં અનેક એન્જીનીઅરોની બુદ્ધિ પાછી પડી હતી અને શ્રીયુત તિલકે પોતે તેની રચના વગેરેનો અભ્યાસ કરી ત્વરાથી તેને જોડ્યું હતું, વિલાયતમાં તેમણે આ યંત્ર ખરીદી માટે પસંદ કર્યું ત્યારે ત્યાંના લોકો તેથી ચકિત થયા હતા. તેના કારખાનાવાળાને આ યંત્રની ખરી કિમ્મતની ખબર ન હતી, તેમણે

તે ખરીદું તે વેળા એક અમેરિકન યંત્રકળાનિપુણે તેને તદ્દન નિરુપયોગી ઠરાવ્યું હતું પરંતુ શ્રીયુત તિલકે ખરીદ્યા પછી સર્વને તેની ખરી કિમ્મત સમજાઇ અને તેઓએ તેમને બદલામાં ભારે રકમ આપી પાછું વેચવા મનાવ્યા, પણ તેમણે તે કબુલ ન રાખ્યું.

નવા રાષ્ટ્રીય ચેતનનું સંચલન અને પ્રવર્તન—૧૯૦૫ થી મી. તિલકના જીવનનું નવું રાજ્યદ્વારી પ્રકરણ ખુલ્યું. આથી તેમણે સતત રાજ્યદ્વારી પ્રવૃત્તિઓમાં અને ચળવળમાં મન પૂરેપૂરું પરોવ્યું. ૧૯૦૫ નું વર્ષ હિન્દની તવારીખમાં નવા યુગનું પ્રવર્તક હતું. લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા કર્યા. આ બનાવે હિન્દી પ્રજામાં અવનવો જુસ્સો, અસાધારણ ચેતન, અદ્ભુત જાગૃતિ પ્રેર્યા, આ સર્વની એટલે ૧૯૦૫ ની કાશીની કોંગ્રેસ મી. ગોખલેના પ્રમુખપદે ભરાઇ અને તેમાં બહિષ્કાર એ કોંગ્રેસે વાપરવા યોગ્ય કાયદેસર અસ્ત્ર ગણાયું, અને સત્તાધારી અન્યાય સામે પ્રજાએ ચળવળ ચલાવી. લાલ, બાલ અને પાલની ત્રિપુટી આ પ્રસંગથી હિન્દમાં વિખ્યાત થઇ અને તેમની દેશ પ્રીતિ ઝળકી ઉઠી એટલુંજ નહીં પણ તેમની સ્વદેશાભિમાની પ્રવૃત્તિએ દેશીઓને રાજ્યકીય વિચારોમાં સક્રિય અને રસભર ભાગ લેતા કર્યા. તેમનો આ વિજય કંઇ જેવો તેવો ન ગણાય

સુરત કોંગ્રેસ ભંગાણ—ને પછી ૧૯૦૬ માં કલકત્તા કોંગ્રેસ વયોવૃદ્ધ હિન્દી નર દાદાભાઇ નવરોજીના પ્રમુખપદે મળી, તેમાં સ્વરાજ્ય, બહિષ્કાર, સ્વદેશી અને રાષ્ટ્રીય કેળવણી સંબંધી ચાર ઠરાવો પસાર થયા. કલકત્તાની કોંગ્રેસથી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના જીવનના નવ યુગનો આરંભ થયો, એમ કહીએ તો તે અતિશયોક્તિભર્યું નહીં જ લેખાય. આજ સમયથી દેશના રાજ્યદ્વારી વર્ગોમાં

બે પક્ષો સ્પષ્ટપણે પડેલા જણાય છે એક પાસ રાષ્ટ્રીય-ઉદ્દામ-એક્ષ્ટ્રીમીસ્ટપક્ષ-લાલા લજપતરાય, બાલ ગંગાધર તિલક, બિપિનચંદ્ર પાલ, અરવિંદઘોષ, "પત્રિકા"વાળા બાબુ મોતીલાલ ઘોષ આદિનો પડ્યો અને બીજી પાસ સર ફીરોજશાહ મેહેતા, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, મી૦ ગોખલે, મી૦ દીનશા એદલજી વાચ્છા આદિનો પડ્યો. જો કે ૧૯૦૭ ના અંત સુધી આ પક્ષો ખાસ છૂટા પડ્યા ન હતા. ૧૯૦૭ ની કોંગ્રેસ નાગપુરમાં ભરવાની હતી પણ ત્યાં રાષ્ટ્રીય ઉદ્દામ પક્ષનું જોર વિશેષ હોવાથી અને શ્રીયુત તિલકને પ્રમુખપદ મળવાનો પ્રસંગ આવ્યાથી ત્યાંના વિનીત રાજ્યદ્વારીઓની હિમ્મત કોંગ્રેસ ભરવાની ન ચાલી એટલે કોંગ્રેસ સુરતમાં ભરવાનું આખરે ઠર્યું. સુરત કોંગ્રેસના પ્રમુખપદ માટે શ્રીયુત રાશબિહારી ઘોષની પસંદગી થઇ. પણ રાષ્ટ્રીય પક્ષે લાલા લજપતરાયને એ પદ આપવાનો આગ્રહ ધર્યો. લાલાજીએ વિરૂદ્ધતા જગરનારૂં પ્રમુખપદ લેવાનું પસંદ ન કર્યું. અને શ્રીયુત રાશબિહારી ઘોષની તરફેણમાં ઉતર્યા. મી૦ તિલક આદિના પક્ષકારોને ભીતિ લાગી કે સર ફીરોજશાહ મેહેતાનો પક્ષ કલકત્તા કોંગ્રેસના ચાર-સ્વરાજ્ય, બહિષ્કાર, સ્વદેશી અને રાષ્ટ્રીય કેળવણી-ઠરાવો સુરતમાં પોતાની બહુમતીથી ઉડાવી દેશે. તેથી તેમણે તે ચાર ઠરાવો માટે જુમ્બેસ ઉઠાવી. કોંગ્રેસ મળતાં પ્રમુખપદની દરખાસ્ત ઉપરજ મતભેદ જાગ્યો બે પક્ષો પડ્યા અને કોંગ્રેસ ભાંગી. સર ફીરોજશાહે બાબુ સુરેન્દ્રનાથ આદિની મદદથી કન્વેશન સ્થાપ્યું અને મદ્રાસ કોંગ્રેસ ૧૯૦૮ માં ભરી. તેમણે કોંગ્રેસનું લક્ષ્ય અને પ્રવૃત્તિઓ નિશ્ચય કર્યાં અને નવો ઉદ્દામ વર્ગ તે ન સ્વીકારતાં અલગ થયો. ૧૯૦૮ થી ૧૯૧૫ ની મુંબઇ કોંગ્રેસ પર્યંત તેઓ અલગ રહ્યા.

બીજો રાજ્યદ્વારી ખટલો અને દેશપારીની શિક્ષા—દરમ્યાન ૧૯૦૮ મા દારૂ નિષેધક હિલચાલ ઉપડી અને રા તિલકે તેમાં અગ્ર ભાગ લીધો, પુના મ્યુનીસીપાલીટીની ચુટણીમાં તેઓ અગ્રભાગે આવ્યા. આ વર્ષે ધુલીયામાં મુંબઇ પ્રાંતિક કોન્ફરન્સ ભરાઇ તેમા રા. તિલકે અગ્રભાગ લીધો આ વખતે એક નવોજ બનાવ બન્યો ૧૯૦૮ ના એપ્રીલની આખરે મુઝફરપોરમાં બોમ્બના હુમલાની દુષ્ટતાભરી ચળવળ જાગી અને હિન્દની તવારીખમાનો અત્યાચારોનો અણુધાર્યો પ્રસગ ઉભો થયો. ઢાકાના જીલ્લા મેજીસ્ટ્રેટનું કોઇએ સુરત કોંગ્રેસ ભાગ્યા અગાઉ બે દિવસ પેહેલાં ખુન કીધુ. પછી બગાળના લે. ગવરનરની અને ચદ્રનગરના અને ચદ્રનગરના મેયરની જીદગી લેવાની કોશિષ થઇ. આ અત્યાચારોના પરિણામે જાપતા અને સખ્તાઇનો કડક અમલ ચલાવવાને અમલદારો પ્રેરાયા. ફીતુર સબધી ખટલાઓ પણ એક પછી એક એમ દમોદમ મંડાયા અને કેટલાંક કમનશીબ વર્તમાન પત્રોના તત્રીઓને તેમજ ભાષણકર્તાઓને ઘણી સખ્ત અને કઠોર શિક્ષાઓ થઇ, પુનામાં ૧૯૦૮ ના જુનની તા ૨૦ મીએ મુબાઇની ધારાસભા મળી ત્યારે ગવરનરે તેમાં એમ જાહેર કર્યું કે સરકારે ઇલાકામાં સત્તાધારીઓ સામે અણુરાગ ફેલાવનારા ફીતુરી ચળવળીઆઓને દાબી દેવાનો નિશ્ચય કીધો છે અને લાગતાંજ 'કાળ' 'કેશરી' આદિ ઉત્તમ વર્ગનાં અનેક વર્તમાનપત્રો ઉપર ફીતુરના ખટલા મંડાયા "કાલ"ના અધિપતિ મી૦ મહાદેવ શિવરામ પરાંજપે અને "કેશરી"ના તત્રી શ્રીયુત તિલક ઉપર ખટલા મડાયા તા ૨ જી જુને સાંજે તિલકને મુબાઇમાં સરદારગૃહમા પકડયા તેમજ પુનામાં 'કેસરીની" ઓફીસની જડતી લેવાઇ તેમાંથી ક્યારે એવા પદાર્થો સબધી લખાયલી બે ચોપડીઓનાં નામનો પોસ્ટ કાર્ડ હાથ લાગ્યો શ્રીયુત તિલક આ

વેળા હાયી જેલમાં હતા તે વેળા "કેસરી"ના બીજા લેખો ફીતુરી હોવાનું વારંટ તેમની ઉપર બજાવાયુ અને મી એરટને તેમને સેશન્સમાં નોંધ્યા. હાઈકોર્ટમાં મી તિલક સામે ફોજદારી કાયદાની ૧૨૪ એ અને ૧૫૩ એ કલમ પ્રમાણે આરોપો મૂકાયા. રા તિલકડુંગરી જેલમાં હતા, તેથી તેઓ પોતાની સામેના આરોપો તોડવાને પૂરતી તૈયારીઓ કરી ન શકયા, તેમને જામીન ઉપર છોડવાને મી૦ ઝીણાએ અરજી કરી પણ ન્યાયમૂર્તિ મી૦ દાવરે તે અરજ નકારી, અને ખાસ જ્યુરી આગળ તેમનો ખાટલો ચાલ્યો, તેમાં યુરોપીઅનોની બહુમતી હતી તે સામે વાંધો મી૦ બેપ્ટીસ્ટાએ ઉઠાવ્યો પણ તેને દાદ ન દેવાઈ તા ૧૩ મી જુનાઈથી તપાસ ચાલી. તે વેળા ત્રણ આરોપોની તપાસ એક સામટા ચલાવવાની પ્રકૃતિ સામે મુદ્દાઓ ચર્ચાયા આ વેળા શ્રીયુત તિલકે પોતે પોતાની તપાસ ચલાવી હતી ત્રણ દિવસ સુધી લાગના ગટ શ્રીયુત તિલકે પોતાનો બચાવ કીધો તેમા તેમનુ અસાધારણ બુદ્ધિબળ અને ધારાશાસ્ત્રનુ અપૂર્વજ્ઞાન અને મુદ્દાઓ તારવી તથા છણીને આગળ ધરવાની કુશળતા દેખાઈ આવી તેમણે વર્તમાન પત્રોના છૂટાપણાની આ લડત હિમ્મતભેર ચલાવી હતી, તેમનો બચાવ પૂરો થતાં એડવોકેટ જનરને અણછાજતી રીતે રા તિલકની દલીલોના રદીઆ આપ્યા અને મત લેવાતા જ્યુરીએ સાત વિરૂદ્ધ મતે તેમને દોષિત ઠરાવ્યા, ન્યાયમૂર્તિ મી૦ દાવરે એ મત સ્વીકાર્યો અને રા તિલકને રાત્રે ને રાત્રે ૧૦ વાગતે ૬ વર્ષની દેશપારીની અને રૂ ૧૦૦૦ ના દંડની શિક્ષા ફરમાવી, ન્યાયમૂર્તિ મી૦ દાવરે આ શિક્ષા ફરમાવી તે અગાઉ દોષિત હોવાના ચુકાદા સામે રા તિલકે આ સ્મરણીય વચનો ઉચ્ચાર્યા.

"જ્યુરીના આવા અભિપ્રાય છતાં હું હજી એમજ દ્રઢતાથી જણાવું છું કે હું નિર્દોષ છું, પરિસ્થિતિનું નિયમન કરનારી બીજી ઉચ્ચતર સત્તાઓ છે અને પ્રભુની એવી ઈચ્છા હશે કે મારા છુટા રહેવા કરતાં મારા બંધનથી જે લડત મેં ઉપાડેલી છે તે વિશેષ વિજયવતી થવાની હશે.'

રાત્રે ને રાત્રે મી૦ તિલકને સ્પેસ્યલ ગાડીમાં અમદાવાદ સાબરમતી જેલમાં લઈ જવામાં આવ્યા અને ત્યાંથી બ્રહ્મદેશ માંડલે કેદમાં તેમને રાખ્યા. સરકારે દયા દાખવીને તેમનો રૂ. ૧૦૦૦ નો દંડ માફ કર્યો અને દેશપારીને બદલે કેદની સાદી શિક્ષા ઠરાવી.

મુંબઈમાં સાત દિવસની હડતાળ—મી૦ તિલકને શિક્ષા થતાં મુંબઈમાં સાત દિવસ સુધી ભારે હડતાલ મચી હતી. મીલો, કાપડબજારો આદિના સંખ્યાબંધ હજારો નોકરોએ હડતાળ પાડી, પોલીસે હડતાળો સમાવવાના પ્રયાસો કર્યા. કઠોરતા પણ વાપરી હતી પણ તે બર ન આવી.

આગળ અરજ કરવાને મી૦ ખાપર્ડેનો ઇંગ્લાંડનો પ્રવાસ—મી૦ તિલકને થએલી કઠોર શિક્ષા સામેની અપીલોના પ્રયાસો નિષ્ફળ ગયા મી૦ ખાપર્ડે પ્રીવીકાઉન્સીલ આગળ આ બાબતની અરજ કરાવવા ઈંગ્લાંડ ગયા હતા પણ તેમાં તેઓ સફળ ન થયા.

માંડલેના કેદખાનામાં ગીતા રહસ્યની ઘટના—ને પછી બે મોટા રાજ્યાભિષેકો શ્રીમાન સમ્રાટ સપ્તમ એડવર્ડ અને શ્રીમાન પંચમ જ્યોર્જના થયા. દિલ્હી દરબારો ભરાયા, પરંતુ તે નિમિત્તે પણ તેમની ઉપર દયા સરકાર ઉપરથી બતાવવામાં ન આવી અને તેમને પૂરેપૂરી મુદત સુધી કેદની શિક્ષા ભોગવવી પડી. આ કેદ દરમ્યાન મી૦ તિલકે નવરા ન બેસી રહેતાં "ગીતા રહસ્ય"નો અદ્ભુત

તત્વજ્ઞાનભરિત ગ્રંથ લખ્યો. સામાન્ય પુરૂષ હોત તો સાત સાત વર્ષની લોકપ્રવૃત્તિઓથી રહિત જીંદગી ગાળતાં નિરાશાવશ થયો હત, તેના શારીરિક અને માનસિક શક્તિઓ કુંઠિત થઇ હત, પણ લો. મા. તિલકની ઇચ્છાશક્તિ ખરેખર અતિ ઉચ્ચ પ્રતિની દૃઢતાવાળી હતી. તેમની આધ્યાત્મિક પ્રકૃત વિશેષ સતેજ થઇ અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું સૂક્ષ્મ વાચન અને મનન તેમણે તાત્વિક દૃષ્ટિથી કર્યું, અને ગીતારહસ્ય રચ્યું, આ ગ્રંથમાં તેમનું પશ્ચિમનાં તેમજ પૂર્વનાં તત્વજ્ઞાનોનું ઉંડુ અવલોકન અદ્ભુત પ્રમાણમાં પ્રકટ થયું છે. જો કે આ ગ્રંથે વિવિધ વિદ્દ્વર્ગોમાં ભારે ચર્ચા ઉપસ્થિત કરી છે ખરી, પરંતુ ઉક્ત ગ્રંથમાં તેમની વિચાર તેજસ્વિતા, કલ્પનાશક્તિ, ઉંડો વિદ્યા પરિચય એવાં તો પ્રકાશ્યાં છે કે તે પુસ્તકનાં ભાષાંતરો હિન્દી, ગુજરાતી આદિ વિવિધ ભાષામાં થયા છે અને મોટા પ્રમાણમાં તેનાં વેચાણ પણ થયાં છે.

હોમરૂલ-સ્વરાજ્યના સિદ્ધાંતનો પ્રચાર અને પ્રસાર—સન ૧૯૧૪ માં માંડલેથી માતૃભૂમિ હિન્દમાં તેઓ પાછા ફર્યાં, આ સમયે પણ દેશનું રાજ્યદ્વારી વાતાવરણ ખળભળેલુંજ હતું અને હિન્દી પ્રજા અધિકારીઓની સખ્તાઇની રાજ્યનીતિના કડક અમલથી મારમાર દશા વેઠતી તેમને જણાઇ. નવા વિશ્વવ્યાપી વિગ્રહ ફાટી નીકળ્યાથી તેમને તદ્દન નવી પરિસ્થિતિમાંજ કામ લેવાનું હતું. નાની નાની પ્રજાઓના રક્ષણ નિમિત્ત ગ્રેટબ્રિટને આ વિગ્રહમાં ઝંપલાવ્યાથી વિશ્વના અન્ય પ્રજાઓની પેઠે હિંદની પ્રજામાં પણ નવા અભિલાષો અને મહત્વાકાંક્ષાઓ જન્મી હતી. પ્રજા સમક્ષ નવોજ દૃષ્ટિકોણ ખુલ્લો થયો અને જ્વલંત ભવીષ્યના સંભવો, દૃષ્ટી સમક્ષ તરવરતા જણાયા. મોડરેટો અને એક્ષ્ટ્રીમીસ્ટોએ પણ ભેદ ભાવ

ઘડીભર કોરાણે મૂકી દુનીઆની પ્રજાઓમાં હિન્દ માટે માનપ્રદ સ્થાન મેળવવાને એકત્રિત પક્ષરૂપે એકત્રિત થઈ કોંગ્રેસ તરફથી હિન્દી સુધારાની એક યોજના ઘડી અને લખનૌ કોંગ્રેસમાં હિન્દુ-મુસલમાન આદિ સર્વ વર્ગોના એકત્ર ટેકાથી પસાર કરી કોંગ્રેસ અને લીગની યોજના તરીકે તે ઓળખાઇ. હોમરૂલના જે સિદ્ધાંતને અંગે પાછળથી કોંગ્રેસમાં ભેદ પડયો તે સિદ્ધાંત આ સમયે સમગ્ર પ્રજાના લક્ષ્યરૂપે સ્વીકારાયો, પોતાની ધારેલા સમયથી વિતાવાવી માનપ્રદ પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને પ્રજાએ જાગૃત થવાનો આજ ખરો સમય હતો. મી૦ તિલક દીર્ઘદષ્ટિથી એનુ રહસ્ય કળી શક્યા અને તેમણે એકદમ અંતઃકરણપૂર્વક સ્વરાજ્યની ચળવળમાં ઝંપલાવ્યુ અને " મરાઠા " તથા " કેસરી માં તે મઝાધમાં લોકમત કેળવવાની પ્રવૃત્તિ ચાલોમ ઉપાડી, દેશમાં ઠામ ઠામ હોમરૂલ લીગો સ્થાપી અને શ્રીયુત તીલક પોતે સ્વરાજ્ય વિષે ભાષણો આપવા નીકળી પડયા તેમની આ નવી પ્રવૃત્તિથી આપખુદ્દપણાર અધિકારી વર્ગ કુદરતી રીતે ઉશ્કેરાયો અને તેમને પોતાના સ્થપિત હકોને આઘાત પૂરતો જણાયો એટલે તે મડાગાંઠને જાપ્તાના પ્રવર્તન માટે સખ્તાઇ અને કઠોરતાની રાજ્યનીતિના કાયદા ઘડવાનો શુભ પ્રસંગ મળી આવ્યો ૧૯૧૬ ના જુલાઇની તા૦ ૨૩ મી એ શ્રી તિલકનુ ૬૦ મુ વર્ષ પૂરૂં થયુ ત્યારે એ મહાત્માની દેશસેવાની કદર કરીને તે દિવસે પ્રજાએ એક રાષ્ટ્રીય ઉત્સવ ઉજવ્યો અને તેમને રૂ. ૧ લાખની નાણાં કોથળી સમર્પણ કરી સરકારે તેના પ્રતિવાદ તરીકે શ્રીયુત તિલક ઉપર તેજ દિવસે એવી નોટીસ બજાવી કે બેલગામ અને અહમદનગરમાં હોમરૂલનાં ભાષણો આપવા સબબમાં શામાટે તમારી પાસેથી વર્ષ દિવસ સારી ચાલ ચલાવવા માટે રૂ. ૪૦૦૦૦ ના બે જામીન ન માગવા અને દશહજારની જામીનગીરી ન લેવી. તેનું

કારણ બતાવવું પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટને એ ભાષણો ફીતુરી લાગ્યા. રા. તિલક મેજીસ્ટ્રેટના ફરમાનને તાબે થયા તે ઉપર મુંબઈ હાઇ કોર્ટમાં અપીલ ચાલતા ન્યાયમૂર્તિઓ મી૦ બેચેલર અને માન૦ લલુભાઇ આશારામ શાહે એવો ચુકાદો આપ્યો કે એ ભાષણો નિર્દોષ છે અને તેમાં સામ્રાજ્ય પ્રત્યે કેવળ રાજનિષ્ઠા, તથા આતુર પ્રેમ દાખવેલાં છે રા તિલકને જો કોઇ રાજ્યદ્વારી ખગનામાં વિજય મળ્યો હોય તો તે આજ પહેલો ખટલો હતો. તાઇ મહારાજના ખટલાના ચુકાદાએ રા૦ તિલકને સપૂર્ણ અંગે અપરાધ રહિત ઠરાવ્યા અને તેમનું શુદ્ધ ચરિત્ર પ્રતિપાદન કીધું, એ તેમના જીવનનો બીજો નામાંકિત પ્રસંગ હતો ૧૯૧૬ ની લખનૌ કોંગ્રેસ આવતાં તેમણે તે સત્ર પક્ષેનું સયુક્ત સમેલન અને તે માટે અવિરત શ્રમ ઉઠાવ્યો અને સ્વરાજ્ય માટે મથતા આગેવાનોના અગ્રણી સ્વીકારાયા તેમ બીજી પ્રવૃત્તિઓને ડામવાને સામા પ્રત્યાઘાતના બળ કામે લાગેલાં હતાં છતાં એક નિપુણ રાજ્યદ્વારી નૌકાશાસ્ત્રીની હિમ્મત અને કુશળતાથી તેમણે હિન્દી પ્રજાનું નાવ સ્વરાજ્યના લક્ષ્યે પહોંચાડવા સફળ યત્ન કીધું

વિદ્યાપારંગતતા તેમજ બીજા લાક્ષણિક ગુણો—રા તિલક આવી સઘળી પ્રવૃત્તિઓથી દેશની પ્રજા ઉપર સારો વાગરંગ અને કાબુ ચલાવી શક્યા તેઓ એકલાજ હિંદી રાજ્યદ્વારી સુધારકોમાં પાશ્ચાત્ય સુધારાની તાલીમથી અંજાયા વિનાના રહ્યા હતા. તેઓ પાશ્ચાત્ય કેળવણીએ હિંદીઓને સુધારવામાં મહત્ત્વ હિસ્સો આપ્યાનું સ્વીકારતા પણ તેથી કાંઇ દેશના કલ્યાણ માટે બધીએ પાશ્ચાત્ય રૂઢીઓ આપણે અનુસરવીજ જોઇએ એમ ઠરતું નથી એવું તેમનું કહેવું હતું આ રૂઢિઓને અનુસરતાં આપણે વિચાર સ્વાતંત્ર

ગુમાવી બેસીએ, એવું તેમનું મતવ્ય હતું હિંદમાં તેઓ એક મહાન પુરૂષ લેખાતા હતા ત્યારે દક્ષિણમાં તો તેઓ દેવવત પૂજાતા તેમનો પોષાક સાદો, ભાષણ સાદું અને રસવંતુ અને તેઓ રંકથી શ્રીમંત પર્યંત સર્વને સુગમ હતા, અને લોકકલ્યાણની સાધનાથી હરેક સુજ્ઞ દેશબંધુના હૃદયમા તેમણે યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું હતું

તેઓ રાજ્યદ્વારી વિષયોનાં વિવેચનમાં બંગાળાના રાષ્ટ્રીય મતવાદીઓની પેઠે આધ્યાત્મિકતા કે ધાર્મિક તત્વો આણતા ન હતા તેઓમાં દક્ષિણીઓનું લાક્ષણિક વ્યાવહારિક દીર્ઘદર્શિત્વ હતું, તેમની નિર્ણયશક્તિ વિરોધીને ભયભીત જણાતી તેઓમાં આત્માભિમાન નહતું અને એથી એ ગુણોએ તેમના રાષ્ટ્રીય મતવાદને લોકપ્રિય કર્યો છે તેમનું મન શાન્ત હતું અને તેમનો આત્મા સૌથી વિશેષ દુઃખકર સંજોગોમાં પણ સમયસૂચકતાથી વર્તવા પૂરતો સાવચેત હતો તેઓ પોતાની સામેના વિરોધ અને ગેરસમજુતો છતાં લોકો ઉપર જે લાગવગ રાખી શક્યા હતા તે હિંદની રાજ્યદ્વારી તવારીખમા નોંધવા લાયક અને સ્મરણીય છે

છેલ્લો વિશ્વવ્યાપી વિગ્રહ અને શ્રીયુત તીલક—માંડલેના કેદખાનામાંથી છુટયા પછી "તેમણે સ્વરાજ્યભાવના લોકોના હૃદયમાં જાગૃત કરી કેવી રીતે જમાવી હતી તે ઉપર આપણે જોયુ છેલ્લા વિશ્વવ્યાપી વિગ્રહ સંબંધમા તેમની વર્તણુ તેમનાં નીચેનાં વર્તમાનપત્ર જોગ વચનથી વિશેષ સ્પષ્ટ થાય છે

" એ યોગ્યજ કહેવાયુ છે કે બ્રિટીશ અમલે હિંદ ઉપર વડી વટની પોતાની સુધરેલી રીતિઓ યોજીનેજ નહી પણ હિંદની જુદી જુદી કોમો અને જાતોને તે રીતે એકત્રિત કરીને અમૂલ્ય હિત

હિંદનુ સાધ્યું છે, જેથી યોગ્ય સમયે એક એકત્રિત પ્રજા રૂપે તે વૃદ્ધિગંત થશે. હું એમ માનતો નથી કે જો સ્વાતંત્ર્યાહક બ્રિટીશો સિવાય બીજા રાજ્યકર્તા આપણી ઉપર હત તો તેમણે આવો રાષ્ટ્રીય ઉચ્ચાશય ખીલવવામાં આપણને આટલી સહાયતા આપી હતી. હિંદના હિતને હૈડે ધરનાર દરેક જણ આ રહસ્ય અને બ્રિટીશ અમલના આ લાભો પૂરા સમજે છે અને મારા મતે હાલનો અણી-સમય એક છુપા આશિર્વાદ સમાન છે, આ સાંપ્રત સમયે બ્રિટીશ-રાજ પ્રત્યે રાજનિષ્ઠાની આપણી એકત્રિત લાગણીઓ અને વૃત્તિઓ સતેજ કરી છે, હું એમ દઢપણે માનું છું કે આવા કટાકટીના સમયે દરેક નાના કે મોટા, રાય કે રંક હિન્દીની ફરજ છે કે તેણે પોતાની શક્તિ અનુસાર શ્રીમાન સામ્રાટની સરકારને ટેકો અને સહાયતા આપવા."

શ્રીયુત તિલકના આ સંદેશાથી હિન્દી અને શાહી સરકારના સત્તાધારીઓને ઘણીજ રાહત અને સંતોષ મળ્યાં. સમગ્ર વિગ્રહ દરમ્યાન તેમણે આ વલણ ધારી રાખી અને હિન્દરક્ષક સૈન્યમાં મોટી સંખ્યામાં સામેલ થવાને અને હિન્દી વોરલોનમાં નાણાં ભરવાને લોકને સમજાવ્યા હતા. લગભગ વિગ્રહ અંતે પુગવા આગાઉ લોર્ડ વિલીંગ્ડનની કળવકળ રહિત નીતિએ કેટલેક અંશે આ બાબત ઉપર ઠંડુ પાણી નાખવાની વલણેજ તેમની મનોદશા ફેરવી હતી. મુંબઈમાં ૧૯૧૮ ના જુનની તા. ૧૦ મીએ મળેલી વિગ્રહ પરિષદે લો. મા. તિલક આદિ નેતાઓનો જુસ્સો અને વલણ નરમ પડયાં. દિલ્હીની યુદ્ધ પરિષદથી ઉલટું વલણ ધારણ કરી ના. વાઇસરોયે શ્રીયુત તિલકને તેમાં નિમંત્ર્યા પણ ન હતા, ત્યારે લોર્ડ વિલીંગ્ડને તેમને મુંબઇ પરિષદમાં બોલાવ્યા પણ તેમણે અને સ્વરા-

ત્ય મતના કેટલાક અગ્રણીઓએ જ્યારે એક સુધારો મુળ ઠરાવ ઉપર રજુ કર્યો ત્યારે ના. ગવરનરે તેમ કરવાની પરવાનગી તેમને ન આપી એટલે લો. મા. તિલક આદિ સભા છોડી ચાલ્યા ગયા.

તે પછી શ્રીયુત તિલક સામે પાછાં જાપનાનાં પગલાં લેવાયાં. તેમના સ્વરાજ્યનાં ભાષણો બંધ કરાવવાને મુંબઇ સરકારે પગલાં ભર્યાં હતાં અને તેને મુંબઇની હાઇકોર્ટે ટેકો ન આપ્યો, એ ઉપર જણાવેલું છે. આ રીતે જ્યારે સરકાર શ્રીયુત તિલકના છુટાપણા ઉપર અંકુશ મુકી ન શકી ત્યારે ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં તેમને દિલ્હીમાં પ્રવેશ કરવાની બંધી કરી અને ઇંગ્લાંડ, શીરોલ સામે ખટલો ચલાવવા તેઓ મુંબઇથી સીધાર્યા ત્યારે કોલબો આગળ તેમને ૧૯૧૮ ના એપ્રીલમાં વિલાયત જતા અટકાવ્યા, પણ થોડાક મહીના પછી તેઓએ વિલાયત જવાનો પરવાનો મેળવ્યો.

શિરોલ ખટલો—લો. મા. તિલક ૧૯૧૮ ના સપટેમ્બરમાં સર વેલેન્ટાઇન શિરોલે " હિંદની અશાન્તિ " નામના પુસ્તકમાં તેમની સામે જે બદનક્ષી ભર્યા આક્ષેપો કીધા હતા તે સામે ઇંગ્લાંડની ન્યાય કચેરી આગળ ન્યાય મેળવવાને ઇંગ્લાંડ સીધાર્યા, આ અગાઉ હિંદ રક્ષણના કાયદાની રૂએ લોર્ડ વિલીંગ્ડનની સરકારે ઇંગ્લાંડમાં તેમની પાસેથી જાહેરમાં રાજ્યદ્વારી વિષયો વિષે કંઇ પણ નહીં બોલવા અને લખવાની જામીનગીરી લીધી હતી. પણ ઇંગ્લાંડ પહોંચતાં તેમની ઉપરનો એ અંકુશ એ સ્વાતંત્ર્યવાચક દેશમાંથી નીકળી ગયો. છતાં ૧૯૧૯ ના ઓક્ટોબરમાં તેઓ હિંદ પાછા ફર્યા ત્યાં સુધી સરકારે પોતાનો મનાઇ હુકમ પાછો ખેંચી ન લીધો.

ઇંગ્લાંડમાં જઇને લો. મા. તિલકે શિરોલ ખટલો ચલાવ્યો.

પણ સર વેલેન્ટાઇનને મુંબઈ સરકાર તથા હિંદી વજીરની કચેરીથી મદદ હતી અને તેના તરફથી સજ્જડ પુરાવાઓ મળ્યા હતા, કે જેની સાહદતો માગ્યા છતાં એ લો મા. તિલકને અપાઇ પણ ન હતી, આ ખટલામાં શ્રીયુત તિલક તેથી હાર્યા, તેમ આ ખટલામાં ત્રણ લાખ રૂપિયા ખર્ચ થવાથી હિંદી પ્રજાએ રૂ. ત્રણ લાખની નાણાં કોથળી સમર્પણ કરી

**ઇંગ્લાંડમાં હિંદી સ્વરાજ્યની પ્રવૃત્તિ—૧૯૧૮ થી લો.** મા. તિલકે પોતાની નિર્બળ તબીયત પાછળ બરાબર ધ્યાન આપી ન શક્યા અને શિરોલ ખટલાએ તેમને ભારે શ્રમ આપ્યો છતાં હિંદ પાછા આવી તેમણે સ્વરાજ્યનો ઝુંડો પાછો ફરકાવ્યો અને ઠામઠામ ફરી ભાષણો આપ્યાં અને લોકભાવના જાગૃત કરી. હોમરૂલ લીગની શાખાઓ સ્થાપી મોન્ટેગુ ચેમ્સફોર્ડની સુધારાની યોજના સુધરાવવાને અવિરત ચળવળ જગાવી. ઇંગ્લાંડમાં તેઓએ કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ભાષણો આપીને બ્રિટીશ લોકમત જગાવ્યો અને હિંદી પ્રગતિ માટે પાર્લામેન્ટમાં ઘણાક સભ્યોને સચેત કર્યા હતા. તેમણે સુધારાની યોજના વિષે ત્યાં ચાલેલી વિચારણામાં ઘણોજ અગ્રભાગ લીધો હતો. તેઓ પેરીસની સુલેહ પરિષદ્ આગળ આત્મનિર્ણયના નિયમને પ્રતિપાદન કરી હિન્દની માગણીઓની એક યાદી મોકલાવી. તેમ અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ મી૦ વિલ્સનને હિન્દને આત્મનિર્ણયનો નિયમ લાગુ કરવા સંબંધમાં એક અરજ પત્ર લખ્યો હતો. અમેરિકામાં પણ તેમની લીગે મદદ મોકલી ત્યાંની પ્રજાની પ્રવૃત્તિને સતેજ કરી હતી અને લાલા લજપતરાયે તેમાં અગ્ર ભાગ લીધો હતો.

**ઉપસંહાર**—તેઓ ૧૯૧૯ ના નવેમ્બરમાં હિંદ આવ્યા, અ-

અમૃતસર કોંગ્રેસમાં ગયા. તેમને કોંગ્રેસની એ બેઠકનું પ્રમુખપદ એક મળ્યું હતું. પણ તેઓ સંજોગાનુસાર તે સ્વીકારી ન શક્યા. ચાલુ વર્ષની નાગપુરની કોંગ્રેસનું પ્રમુખપદ તેમને મળ્યું હતું, પણ તે અગાઉનો તેમનો આત્મા દેવભૂમિમાં સીધાવી ગયો. અમૃતસર કોંગ્રેસમાં તેમણે શ્રીયુત ગાંધીજી અને મીસીસ બેસંટ સામે સુધારાની યોજનાને સહકાર આપવાના મત સંબંધમાં ભારે જેહમત બેઠી રાષ્ટ્રીય મતવાદીઓને વિજય મેળવી આપ્યો. તે પછી તેમણે નવી ધારાસભાઓમાં કોંગ્રેસના રાષ્ટ્રીયપક્ષે કરવાની ચળવળ સંબંધી એક યાદી બહાર પાડી તેનો અમલ થાય તે અગાઉ તેમનો આત્મા દેવ લોકવાસી થયો. તેઓ શ્રીયુત ગાંધીજીની અસહકારની ચળવળની વિરૂદ્ધ હતા. જો કે તેઓનો મુસલમાનોની ખીલાફતની હિલચાલ અને પ્રવૃત્તિઓને પૂર્ણ ટેકો હતો આ ચળવળ પગભર થાય તે અગાઉ અને અસહકારની પ્રવૃત્તિનું ગણેશ મુહુર્ત થાય તેના પ્રાત: કાલ પૂર્વેજ તેમનો આત્મા સ્વદેહનો ત્યાગ કરી પરલોકે સીધાવ્યો. હિંદના એક અમુલ્ય મણિને દેવ;ત હરી ગયો છે. સાંપ્રત કટોકટીના સમયે તેમની સલાહ અને દોરવણીની અત્યંત અનિવાર્ય અગત્ય હતી પણ મનુષ્ય ધારે છે શું અને દેવ કરે છે શું ' પ્રભુને તે ગમતું નહી હોય. એટલે તેમને પોતાના લોકમાં બોલાવી લીધા.

તેમની પ્રકૃતિ કેટલાક વખતથી અસ્વસ્થ હતી પણ જરા આરામ થવાથી તેઓએ મુંબાઇમાં આવી સરદારગૃહમાં મુકામ કર્યો હતો. એક દિવસ સાંજે ફરવા ગયા હતા તેમાંથી તેમને તાવનો બાજો ઉથલો આવ્યો અને તે પછી ન્યુમોનીઆ લાગુ પડી ગયો તે અનેક ડૉક્ટરોની મહેનત છતાં સારૂં ન થયું અને તેમનો આત્મા આ લોકનો ત્યાગ કરી તા. ૩૧ મી ની રાત્રે ૧૨ વાગે પરલોક-

વાસી થયો તા. ૧ લી એ તેની સર્વ દેશમાં ખબર પડી. મુંબાઇમાં પુનાથી લોકો સ્પેશીયલ ટ્રેનોમાં આવ્યા. સરદારગૃહ આગળ લાખો માણસોની મેદની ભરાઈ અને તેમના શબને મુંબાઇમાં ચોપાટી ઉપર દહનક્રિયા કરવામાં આવી સ્મશાન યાત્રામાં દશ લાખ માણસો એકઠા થયા હતા. આખા દેશમાં હડતાલ પડાઇ હતી. તેમનાં અવસાનથી આખો દેશ દિલગીર થયો તેમના સ્મારકમા તિલક સ્વરાજ્ય ફંડ સ્થપાયું અને તેમાં મહાત્મા ગાંધીજીના પ્રયાસથી ૧ કરોડ રૂપિયા ભરાયા.

૭

## પ્રકરણ ૨૪ મું.

# હિંદના દાદા, દાદાભાઈ નવરોજજી.

શ્રી. દાદાભાઇ નવરોજજીનો જન્મ ૪ થી સપ્ટેંબર સને ૧૮૨૫ ના રોજ મુંબાઇમાં થયો હતો. પોતાના વંશજો ૭ પેઢીથી પુરોહિતનું કામ કરતા હતા. માત્ર દાદાભાઇએજ તેને છોડીને રાજનૈતિક ક્ષેત્રમાં પગ પેસારો કર્યો છે. અને જેથી આજે દાદાભાઇની કીર્તિની વિજયપતાકા સંપૂર્ણ હિંદમાં ફેલાયેલી છે. એટલુંજ નહિ પરંતુ વિલાયતમાં પણ તેમનું નામ ઘણે ભાગે દરેક શિક્ષિત સ્ત્રી પુરૂષોમાં અજાણ્યું રહ્યું નથી. તેમને હાલમાંજ મુંબાઇ યુનિવર્સિટી તરફથી એલ. એલ. ડી. ની પદ્વિ અર્પણ કરવામાં આવી છે. જેથી તે વખતે પોતે મુંબાઈ પધાર્યા હતા. તે વખતે મુંબઇની પ્રજાએ તેમને ઘણોજ ભારે આવકાર આપ્યો હતો.

દાદાભાઇ જે વખતે ચાર વર્ષના હતા તે વખતે તેમના પિતાનો દેહાન્ત થઇ ગયો હતો. જેથી તેમને શિક્ષણ આપવાનું તથા પાલન પોષણ કરવાનો ભાર તેમની માતા ઉપર પડયો હતો. જો કે તેમની માતાની પાસે કાંઇ બહુ મિલકત નહોતી તથાપિ દાદાભાઇને સુશિક્ષિત બનાવવાને માટે તેમણે કાંઇ કમર રાખી નહોતી. તેમની માતા પોતે કાંઇ બહુ ભણેલાં નહોતાં તોપણ વિદ્યાના લાભોને તે સારી રીતે જાણતાં હતાં. અભણ હોવા છતાં પણ તે સ્ત્રી શિક્ષણને લાભદાયક સમજતાં હતાં. દાદાભાઇને વિદ્યાભ્યાસ કરાવવામાં તેમની માતાને વધુ અનુકુળતા એ હતી કે તે વખતે શિક્ષણ

મફત આપવામાં આવતું હતું. આજની માફક તે વખતે બહુ ફી આપવી પડતી નહોતી તેમજ પુસ્તકોમાં પણ બહુ રકમ ખર્ચવી પડતી નહોતી. ખાવા પીવાની વસ્તુઓ પણ ઘણી સસ્તી હતી. મતલબ કે દાદાભાઇને શિક્ષણ આપવાને માટે તે વખત અનુકુળ હતો.

## વિદ્યાધ્યયન.

કેટલીક વખત તેમણે એક સરકારી પાઠશાળામાં શીક્ષણ લીધા પછી તેઓ એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટયુશનમાં કે જે હાલ એલ્ફીન્સ્ટન કોલેજના નામથી પ્રસદ્ધ છે તેમાં દાખલ થયા આ પાઠશાળામાં દાદાભાઈએ પોતાની તીવ્ર બુદ્ધિ અને પરિશ્રમનો સારો પરિચય બતાવ્યો. દાદાભાઇએ અનેક ઇનામો અને સ્કોલરશિપો મેળવી. પોતે હંમેશાં ક્લાસમાં સર્વથી પહેલા રહેતા હતા. વીસ વર્ષની ઉમ્મરમાં દાદાભાઇની વિદ્યા અને યોગ્યતાની કીર્તિ આખા મુમ્બાઇ ઇલાકામાં ફેલાઇ ગઇ. મુમ્બાઇ હાઇકોર્ટના ચીફ જસ્ટીસ તે વખતે સર એર્સકીન પેરી હતા જે શિક્ષા સમ્મતિના પ્રમુખ પણ હતા. પોતે દાદાભાઈની યોગ્યતા ઉપર એવા પ્રસન્ન થયા કે તેમને બારિસ્ટર બનાવવાને માટે અર્ધું ખર્ચ પોતે આપવાને તૈયાર થયા, તથા અર્ધું ખર્ચ સર જમશેદજી જીજીભાઇ પાસેથી અપાવવા કહ્યું પરંતુ સર જમશેદજી જીજીભાઇએ ધાર્યું કે દાદાભાઇ વિલાયત જઇને પોતાના બાપદાદાના ધર્મનો ત્યાગ કરી દેશે. તેથી દાદાભાઇને વિલાયત જવાનું બંધ રહ્યું. એ એક રીતે સારૂં પણ થયું કેમકે ૭૦ વર્ષ સુધી હિંદની આવી સેવા પછી કોણ કરત ? તે પછી દાદાભાઇની એલ્ફીન્સ્ટન સ્કુલમા આસીસ્ટંટ માસ્તર તરીકે નિમણુંક થઇ અને ૧૮૫૪ માં પોતે તેજ કોલેજમા ગણિત અને વિજ્ઞાન શાસ્ત્રના

પ્રોફેસર નિમાયા જે તે વખતે એક માનનિય પદિ ગણાતી હતી કારણ કે તે વખતે અંગ્રેજ સિવાય તે પદિ કોઇ હીંદુસ્તાનીને આ પવામાં આવતી નહોતી તરૂણ દાદાભાઇના જીવનમાં આ પદ ઘણુંજ ગૌરવ અને અભિમાન અર્પનાર હતું ત્યારથી પોતે ' દાદાભાઇ પ્રોફેસર ' ના નામથી પ્રસિદ્ધ થવા લાગ્યા. ઘણા વખત સુધી હિંદાનો તેમને તે નામથી બોલાવતા હતા પરંતુ દાદાભાઈ આ પદિ થીજ સંતોષ નહતા તેમનામાં ઉત્સાહ જારીજ હતો તેમણે કાંઇને કાંઇ કરવુ એવોજ તેમનો નિશ્ચય હતો મુબાઇમાં તેમણે અનેક અડચણો આવ્યા છતાં પણ સ્ત્રી પાઠશાળા ખોલી તેમાં પોતે વખત કાઢીને જાતે અભ્યાસ કરાવ્યા જતા હતા તે સિવાય તેમણે સાહિત્ય અને વૈજ્ઞાનિક સભા, મુબાઇ એસોસિએશન, ઇરાની ફંડ, પારસી વ્યાયામ ગૃહ. પુનર્વિવાહ સભા, વિક્ટોરિયા તથા આલબર્ટ નામનુ અજાયબ ઘર ખોલ્યુ, સને ૧૮૫૧ માં પોતે ' રાસ્તગોફતાર ' અર્થાત ' સત્યવકતા ' નામનુ વર્તમાનપત્ર કહાડયુ. તે દ્વારા, સામાજિક, ધાર્મિક, અને શિક્ષણ સબધી સુધારાનો પોતે પ્રચાર કર્યો રાસ્તગોફતાર ને બે વર્ષ સુધી પોતે ખુબ યોગ્યતાથી ચલાવ્યુ

## પ્રથમ વિલાયતનો પ્રવાસ

અને ૧૮૫૫ માં દાદાભાઇ કામા કમ્પનીના પ્રતિનિધિ થઇને વિલાયતમાં રહીને પોતે દેશની સેવા પણ કરતા રહ્યા પોતે લડન એસોસિએશન, ઇસ્ટઇન્ડિઆ એસોસિયેશન વિગેરે સભાઓ સ્થાપી કે જેથી દેશના ઉપર ઘણોજ ઉપકાર થયો છે અને થયાં કરે છે આ બને સભાઓ હાલ પણ હયાત છે લડનની યુનીવરસિટી કોલેજમા પોતે ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકે નિમાયા હતા અને

સીનેટના મેમ્બર પણ થયા હતા. શીવાય તેમનાં વ્યાખ્યાનો અને લેખોદ્વારા પોતે હિંદની સેવા કરતા. ત્યારથી વીલાયત વાસીઓને હીંદ એ કેવો દેશ છે તે જાણવામાં આવ્યું હતું. વીલાયતમાં રહીને પણ પોતે પોતાના શેઠનું કામ ઘણીજ કુશળતાથી અને પ્રમાણીકપણે કર્યું હતું જેથી તેમની કીર્તીમાં પણ વધારો થયો હતો એટલામાં એક મીત્ર ઉપર આપત્તિ આવી પડી. તેને તેમણે આર્થીક સહાયતા આપી, જેનું ફળ એ થયું કે, ખુદ પોતાનીજ દુકાનમાં ત્રણ લાખની ખોટ આવી. તોપણ પોતાના શેઠ તેમના ઉપર નારાજ ન થયા. કેટલાક મીત્રોની સહાયતાથી પોતે તે ખોટને પૂરી કરીને સને ૧૮૬૯ માં ૧૨ વર્ષ વિલાયત રહીને મુંબાઇ પાછા આવ્યા, જે વખતે મુંબઇ વાસીયોએ તેમને ભારે આવકાર આપ્યો હતો. સર ફીરોજશાહ મહેતા કે જે તેજ સાલમાં બેરીસ્ટરમાં પાસ થઇને ઘેર આવ્યા હતા તેમણે તેમને માન આપવામાં ઘણોજ ઉત્સાહ બતાવ્યો હતો. મુંબઇ વાસિયોએ તેમને એક માનપત્ર આપ્યું અને હીંદની સેવાની યાદગિરીમાં ૩૦ હજાર રૂપિયાની થેલી ભેટ કરી. પરંતુ પોતે તેમાંથી એક પાઇ પણ ન લેતાં સર્વ રકમ પરોપકારી કાર્યોમાં આપી દીધી. એટલું છતાં પણ મુંબાઇ વાસીયો સંતુષ્ટ ન થયા. પરંતુ પોતાની વધુ પ્રસન્નતા પ્રકટ કરવાને માટે તેમણે આઠ હજારના ખર્ચે એક છબી ચિત્રાવી તૈયાર કરાવી અને તે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુશનમાં મૂકવામાં આવી.

### બીજી વખત વિલાયતનો પ્રયાસ.

સને ૧૮૭૩ માં પોતે પાછા વિલાયત ગયા અને પાર્લામેન્ટરી કમિટીમાં કે જે હિંદુસ્તાનની આર્થિક દશા ઉપર વિચાર કરવાને માટે નિમવામાં આવી હતી અને તેના પ્રમુખ પ્રસિદ્ધ અર્થ શાસ્ત્ર-

વેત્તા ફાસેટ સાહેબ હતા. તેમાં હિંદુસ્તાનની આર્થિક દશા ઉપર પોતાની સમ્મતિ આપી અને એ સમ્મતિ દ્વારા પોતે સારી રીતે બતાવી આપ્યુ કેઃ હિંદુસ્તાન ખરી રીતે બહુજ ગરીબ દેશ છે. હિસાબ કરીને બતાવી આપ્યું કેઃ હિંદુસ્તાન ખરી રીતે બહુજ ગરીબ દેશ છે. હિસાબ કરીને બતાવી આપ્યું કે પ્રત્યેક હીંદવાસીઓની વાર્ષિક આવક રૂા. ૨૦ થી વધારે નથી. છતાં પણ પ્રત્યેક મનુષ્યને દરસાલ રૂ. ૩ ટેકસ આપવો પડે છે. એથી એંગ્લોઇંડીયન પત્ર દ્વારા ખરા ઉત્તરો આપ્યા અને અંતે પોતાની સમ્મતિનો ઘણો ભાગે લોર્ડ રીપનના ખજાનચી, સર ઇવલિન બેયરિંગ સાહેબે સ્વિકાર કર્યો.

## વડોદરાના દિવાન તરીકે.

સને ૧૮૭૪ માં પોતે વિલાયતથી પાછા આવ્યા તે વખતે વડોદરા રાજ્યની ગાદી ઉપર મલ્હારરાવ ગાયકવાડ હતા કે જેમને પાછળથી ગાદી ઉપરથી ઉઠાડવામા આવ્યા હતા, વડોદરા રાજ્યમાં તે વખતે ઘણીજ ગડબડ મચી રહેલી હતી. રાજા અને રેસીડેન્ટમાં હંમેશાં ખટપટ ચાલ્યાં કરતી હતી. બીજી તરફ રાજ્ય ખટપટ અનેક પ્રકારની ચાલતી હતી. પોલીસની સ્થિતિ પણ સારી નહોતી. મતલબ કે આખા રાજ્યમાં અશાન્તિ હતી. પરંતુ સારા નશીબે તેમને એવા સમયે દાદાભાઇ જેવા બાહોશ દિવાન મળ્યા કે જેમણે થોડાજ સમયમાં પોતાની બુદ્ધિ, વિદ્યા તથા સાહસથી સર્વ અશાંતિને જડમૂળથી ઉખેડી નાખી, અને તેનું પરિણામ એ આવ્યુ કે આજે વડોદરા રાજ્ય ન્યાય, વિદ્યા–પ્રચાર, સામાજિક સુધારા વિગેરેમાં સર્વ રાજ્યો કરતાં વધી ગયુ છે. પરંતુ મારા કાર્યોમાં હમેશાં વિઘ્ન આવ્યાં કરે છે. દાદાભાઇની વાતો સ્વાર્થિ અને ખુશામતિયાઓને

પસંદ ન આવી જેથી તેમણે ઘણે પ્રકારે ખટપટ કરવા માંડી, પરંતુ તે સર્વ દાદાભાઇની ચતુર નીતિની આગળ ચાલી ન શકી. દાદાભાઇની નિમણુંક તે વખતના ગવર્નર લોર્ડ નાર્થબ્રુકે કરી હતી જેથી શત્રુઓ તેમને કાંઇ કરી શકયા નહીં. પોતે રિપોર્ટો અને પુસ્તકો દ્વારા સર્વ વાત જણાવી અને તેમાં અંતે પોતાની જીત થઇ અને શત્રુઓ નિષ્ફળ નિવડયા. આ સેવાની કૃતજ્ઞતાના બદલામાં ના. ગાયકવાડ સરકાર આજસુધી દાદાભાઇને પેન્શન આપ્યાં કરતા.

## મુંબાઈ કોરપોરેશનના સભાસદ.

વડોદરાથી પાછા ફર્યા પછી પોતે બે વર્ષ સુધી મુંબાઈ કોરપોરેશનના મેમ્બર રહ્યા હતા. તે વખતે લોર્ડ લીટન હતા પણ તેમની બદલી થઇ લોર્ડ રીપન વાઇસરોય તરીકે આવ્યા. તે વખતે પાછા દાદાભાઇએ ફરી કોરપોરેશનમાં પ્રવેશ કર્યો અને તન મનથી કામ કરવા લાગ્યા. તે વખતે કોરપોરેશનમાં ઘણો ગડબડાટ ચાલતો હતો. હિસાબ કિતાબમાં પણ તે વખતે ઘણો ગોટાળો ચાલતો હતો. તે વખતે પોતે સઘળો હિસાબ બારીક નજરથી તપાસ્યો અને કોરપોરેશનને લાખો રૂપિયાનો ફાયદો કર્યો. જેથી સઘળા લોકો ખુશી થયા. તે વખતે મુંબાઇના ગવરનર લોર્ડ રે હતા. તેઓ દાદાભાઇના કામથી ઘણાજ પ્રસન્ન થયા અને તુરતજ તેમણે તેમને પોતાની કૌંસીલના મેમ્બર બનાવ્યા. તેમણે ત્યાં ઘણાં પ્રશંસાપાત્ર કાર્યો કર્યા તે વખતે કોંગ્રેસની બેઠક મુંબાઇમાં હતી તેના પ્રમુખ તરીકે મી. ડબલ્યુ સી. બેનરજી હતા. તે કોંગ્રેસમાં દાદાભાઇએ ઘણુંજ સારૂં કામ કર્યું

## ત્રીજીવાર વિલાયતની યાત્રા.

સને ૧૮૮૬ માં દાદાભાઇ ફરી વિલાયત ગયા. આ વખતે

તેમણે પાર્લામેન્ટના મેમ્બર થવાને માટે પ્રયત્ન કર્યો. ઉદાર દલવાળાઓએ તેમને ઘણી સહાયતા કરી, પરંતુ અભાગ્યવશ તે વખતે હોબર્ન વૉર્ડની તરફથી ત્રણ ઉમેદવાર હતા તેથી તેમની ચુંટણી થઇ શકી નહિ તોપણ તેમને ૧૯૫૦ વોટ મળ્યા હતા. જે એક હિંદુસ્તાનીને માટે ઓછા ગૌરવની વાત નથી. જ્યારે એ વાત પ્રસિદ્ધ થઇ કે પાર્લામેન્ટના મેમ્બર થવાને એક હિંદવાસી પણ ઉમેદવાર હતા ત્યારે લોકોને ઘણુંજ આશ્ચર્ય થયું લોર્ડ સાલ્સબરી કે જે તે વખતે સંકિર્ણ દળના નેતા હતા, તે એક હિંદવાસીની આવી અસાધારણ સફળતા જોઇ ઘણાજ આશ્ચર્ય પામ્યા. તેણે પોતાના એક ભાષણમાં તેમને 'બ્લેક મેન' અર્થાત કાળા આદમી કહ્યું, આ અસભ્ય શબ્દપર ઉદાર દળના સમાચાર પત્રોએ સારી ટીકા કરી હતી. હીંદમાં પણ ઘણોજ કોલાહલ મચી પડયો હતો. મી. ગ્લૅડસ્ટન આ વખતે મુખ્યમંત્રી હતા. તેમણે લોર્ડ સાલ્સબરીને કહ્યું કે યથાર્થમાં મી. નવરોજજી તમારા કરતાં પણ ગોરા છે. આ પછી લોર્ડ સાલ્સબરીએ માફી માગી હતી સને ૧૮૮૬ માં મી. દાદાભાઇ ભારતવર્ષમા પાછા આવ્યા અને કલકત્તા કોંગ્રેસ વખતે તેમને પ્રેસીડેન્ટ તરીકે ચુંટી કાઢયા હતા. પાછા ફરી સને ૧૮૭૭ માં પબ્લિક સરવિસ કમીશનનાં સાક્ષી આપીને લંડન પાછા ગયા હતા.

## ચોથીવાર વિલાયતનો પ્રવાસ.

લંડન ગયા પછી પોતે ફરી પાર્લામેન્ટમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો. પારણામ એ આવ્યું કે પાંચ વર્ષ પછી અર્થાત સને ૧૮૯૨ માં પોતે સેંટ્રલ ફિન્સબરી વાર્ડની તરફથી ઘણીજ ધામધુમની સાથે પાર્લામેન્ટના મેમ્બર તરીકે ચુંટાયા. આ અસાધારણ વિજય માટે ભારત વર્ષ અને વિલાયતમાં પણ ઘણીજ ખુશી ફેલાઇ. પાર્લામે-

ન્ટમાં પોતે ભારતની ભલાઈને માટે અનેક ઉત્તમ કાર્ય કર્યાં, કે જે હંમેશાં સર્વને યાદ રહેશે. પોતે ઇન્ડિયન સિવિલ સરવિસની પરીક્ષા હીંદમાં લેવાનો ઠરાવ રજુ કર્યો હતો, પરંતુ શોકની વાત એ થઈ કે તેનો સ્વિકાર થયો નહિ. પાર્લામેન્ટમાં તે વખતે મિ. કેન અને સર વિલિયમ વેડરબર્ન જેવા ભારત હિતૈષી સભાસદ હતા. તેમની સહાયતાથી પોતે પાર્લામેન્ટરી કમિટી સ્થાપિત કરી. સને ૧૮૯૫માં એ કમિટીના અહિલનથી હિંદના ખર્ચની તપાસ સંબંધી કમીશન નિમવામાં આવ્યું. તેમાં મિ. દાદાભાઈ તથા બીજા મેમ્બરોએ ઠીક મત આપ્યો હતો.

સને ૧૮૯૩ માં પોતે ફરી હિંદમાં પાછા આવ્યા, અને લાહોર કોંગ્રેસના પ્રેસિડેન્ટ ચુંટાયા. તે વખતે પંજાબી ભાઇઓએ મિ. દાદાભાઇના સ્વાગતમાં જે ઉત્સાહ બતાવ્યો હતો તે કદી પણ ભૂલી શકાય તેમ નથી. તેમની ગાડી ખુદ પંજાબીયોએ ખેંચી હતી. કહે છે કે એટલું બધું માન કોંગ્રેસના કોઇ પ્રેસીડેન્ટને આપવામાં આવ્યું નહોતું. પ્રખ્યાત ઇતિહાસવેત્તા સર વિલિયમ હન્ટરે તેને શાહિ સ્વાગત કહ્યું હતુ.

## પાંચમીવાર વિલાયતનો પ્રવાસ.

લાહોર કોંગ્રેસના પ્રેસિડેન્ટ થયા પછી પોતે લંડન પાછા ગયા, અને સને ૧૯૦૫માં નૉર્થ લેમબૈથ મહેલ્લાની તરફથી પ્રતિનિધિ થવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ અભાગ્યવશ ઉદાર દલવાળાઓમાં ફુટ થઈ જવાથી ત્રીજો ઉમેદવાર ઉભો થયો અને તેથી મિ. દાદાભાઇને ઓછા વોટ મળ્યા જેથી તે પાર્લામેન્ટમાં પ્રવેશ કરી શક્યા નહિ. આ વખતે વૃદ્ધાવસ્થાને લીધે તેમની તબિયત બગડવા લાગી જેથી ડાકટરોની સંમ્મતિથી સને ૧૯૦૭ માં તેઓ હિંદમાં પાછા આવ્યા.

## ઉપસંહાર.

મિ દાદાભાઇએ બાળપણથી વૃદ્ધાવસ્થા સુધી પોતાના દેશની સેવા કરી છે તેમની વર્તણુક અનુકરણિય છે પોતે હાલ એકલા છે સ્ત્રી, પુત્ર, પુત્રી કોઇ નથી હાલ મિ દાદાભાઇ મુંબાઇ નજીક વેસાવામાં રહે છે તા ૪ સપ્ટેમ્બર ૧૯૧૫ ના રોજ તેમની ૯૦મી વર્ષગાંઠ હતી. આટલા વૃદ્ધ હોવા છતાં પણ તે હાલ તંદુરસ્ત છે જગતનો હેવાલ જાણવા માટે તે રોજ વર્તમાનપત્રો વાંચે છે તેમની વાત સરકાર અને પ્રજા સર્વ માન્ય રાખે છે તેમની વરસગાંઠ ઉપર ના વાઇસરોય, ગવર્નર અને રાજા મહારાજાઓ પણ તાર મોકલે છે, ગઇ સાલ ના વાઇસરોય તેમને મળવા માટે વેસાવે ગયા હતા, તેમણે 'પાવર્ટી એન્ડ અન બ્રિટિશ રૂલ ઇન્ડિયા નામનુ અંગ્રેજી પુસ્તક બનાવ્યુ છે, હાલમાંજ તેમને મુંબાઇ યુનિવર્સીટી તરફથી એલ. એલ ડી ની પદિ આપવામાં આવી છે ઇશ્વર તેમને દીર્ઘાયુ રાખો એ ઇચ્છામહ વિરમાય છે

---

## પ્રકરણ ૨૫ મું.

# સ્વ૦ ઓન સર ફિરોજશાહ મહેરવાનજી મહેતા, કે. સી. આઈ. ઈ.

મુબઈની ચઢતી સાથે ચઢતા અને ઝાહોઝલાલીમાં વધતા ગુજરાતમાંથી વેપાર ખેડવાને મુબઈ આવેલા ચચળ પારસી કુટુંબોમાંના 'મહેતા' ખાનદાનમાં સર ફિરોજશાહ મહેતાનો જન્મ ઇ સ. ૧૮૪૫ના આગસ્ટ માસમાં થયો હતો મહેતા ખાનદાનની કુશળતા, ચપળતા અને વિદ્યા પ્રતિની અભિરૂચિ સર ફિરોજશાહના વડિલોના ચરિત્રોમાં પણ દર્શન દે છે, છતાં તે ઉપર વિસ્તાર કરવાનો અત્રે અવકાશ નહિ હોવાથી સર ફિરોજશાહના ચરિતનુંજ માત્ર સક્ષિપ્ત દિગ્દર્શન કરીશુ

સને ૧૮૪૫મા જ્યારે સર ફિરોજશાહનો જન્મ થયો ત્યારે હાલના જેટનાં કેળવણીનાં સાધનો નહોતાં, તેમ છતાં ચચળ વિદ્યાર્થીઓને માટે એલ્ફીનસ્ટન હાઇસ્કુલ ચાલુ હતી સર ફિરોજશાહે આપણી જુની રીત પ્રમાણે ગુજરાતી કેળવણી લઇ એલ્ફિનસ્ટન હાઇસ્કુલમા અગ્રેજી કેળવણીનો આરભ કર્યો કે તુરતજ તેમની ચપળતા અને હોશીયારી તેમના વિદ્યાગુરૂઓની નજરમાં આવી ગઇ તેઓ ધોરણ દર ધોરણ શાબાશી સાથે ઇનામો અને પ્રશસાપત્રો લઇ લઇને ચઢતા ગયા તેમ કેળવણી લેવાના દરવાજા તેમને માટે ઉઘડતાજ ગયા ઇસ્ટઇંડિયા કપનીના ડાયરેકટરોનો ૧૮૫૪ વાળો

કેળવણીના પ્રસાર સબંધીનો ડિસ્પેચ અમલમા આવ્યો અને મુબઇ ઇલાકામાં પાઠશાળાઓની તથા પરીક્ષાઓની ગોઠવણો થઇ અને ૧૮૬૧ ની સાલની પહેલીજ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તેઓ બેશ અને માન સાથે તે પરીક્ષા પસાર કરી. નવી સ્થપાયલી એલ્ફીન્સ્ટન કોલેજમા પહેલા પારસી વિદ્યાર્થી તરીકે દાખલ થયા, એ વખતે કોલેજ બહારકોટમાં બાબુનાતળાવ આગળ હતી તે ત્યાંથી ખસેડી ગોવાળિયા તળાવ આગળ ટેન્ક્વાન બગાલામાં લઇ જવામા આવી હતી ભાગ્યશાળીને કેવા અવસરા મળી આવે છે તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કોલેજમાં સર એલેક્ઝાંડર ગ્રાંટ, પ્રિન્સીપાલ અને અગ્રેજી તથા ઇતિહાસના પ્રોફેસર હતા મર ફિરોજશાહે પોતાના ઐતિહાસિક અભ્યાસથી અને અગ્રેજી સાહિત્યના ઉડા જ્ઞાનથી સર એલેક્ઝાંડરનું લક્ષ ખેંચ્યુ એટલુંજ નહિ, પરતુ પરીક્ષામાં ઉચ્ચા નબરે, ઇનામો અને સ્કોલરશીપો થઇ જ્યારે ૧૮૬૪ મા તેઓએ પહેલવહેલી બી એ ની પરીક્ષા પસાર કરી ત્યારે સર અલેક્ઝાડરને આવા ચચળ વિદ્યાર્થીને કોલેજના અભ્યાસથી નહિ અટકાવા તેને વધારે કેળવણી આપવાની ઇચ્છા ઉત્પન્ન થઇ આથી તેમણે સર ફિરોજશાહને બી એ થઇ કોલેજ છોડી નહિ જવા દેતા એમ એ થવાને ઉત્તેજીત કર્યા, અને જ્યારે બીજા વિદ્યાર્થીઓ બી એ પછી એકાદ બે વર્ષે એમ એ નો અભ્યાસ કરવાને સમર્થ થાય છે ત્યારે સર ફીરોજશાહે તે અભ્યાસ છ માસમાં પુરો કરી પરીક્ષા આપી અને તેમા માન સાથે ફતેહમદ નીવડ્યા સર એલેક્ઝાંડરને પણ આથી વધારે ઉત્સાહ ઉત્પન્ન થયો અને તેમણે સર ફિરોજશાહને એલ્ફીન્સ્ટન કોલેજમાં પહેલા વહેલા ફેલો નીમ્યા અને નોંધવા જેવુ એ છે કે સર ફીરોજશાહે પોતાની બીજી ભાષા તરીકે ગુજ-

રાતી રાખી હતી, અને સર્વ પરીક્ષાઓ તેમાંજ પસાર કરી હતી. એક વેળાએ વાતના પ્રસંગમાં જણાવ્યું હતું કે કોલેજમાં તેમણે નરસિંહ મેહેતા અને તેનાં કાવ્યો સંબંધે એક નિબંધ લખેલો હતો.

## ઈંગ્લંડ જવાનો પ્રસંગ.

હિંદુસ્તાનમાં આપવામાં આવતી કેળવણીની ટોચે પહોચ્યા અને માન મેળવ્યા પછી સર ફિરોજશાહ માટે વળી બીજોજ વધારે ઉજ્વલ, ઇચ્છવા યોગ્ય અને સુભાગી પ્રસંગ મળી આવ્યો. શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ આ અરસામાં મુંબઇ, મદ્રાસ, અને કલકત્તા માટે ત્રણ સ્કોલરશીપો ઇંગ્લંડ અભ્યાસ કરવા જવા ઇચ્છનાર હિંદી વિદ્યાર્થીઓને આપવાની ઇચ્છા બતાવી. તુરતજ સર એલેકઝાંડર ગ્રાંટને સર ફિરોજશાહને તે લાભ આપવાની ઉત્કંઠા થઈ આવી. સર એલેકઝાંડરે મરહૂમ મેહેરવાનજી શેઠને એ સ્કોલરશીપ મેળવી ઉજ્જવલ ભવિષ્ય દર્શાવતા તેમના લાયકીવાળા જુવાન પુત્ર સર ફિરોજશાહને ઇગ્લંડ મોકલવાની ભલામણ કરી, પરંતુ ગરીબ વિદ્યાર્થીઓને માટે યોજાયલી સ્કોલરશીપનો લાભ લેવાનું પોતાના પુત્ર માટે તેમને પ્રોગ્રામ તો યોગ્ય લાગ્યું નહિ સર એલેકઝાંડરે તેમ છતાં તેમને જણાવ્યું કે. એવી સ્કોલરશીપો મેળવવામાં તો મોટું માન છે. આખરે એ વાત શેઠ મહેરવાનજીએ કબુલ રાખી, અને એલેકઝાંડર ગ્રાંટ પોતેજ પોતાના ચંચળ શિષ્યને લઇ સને ૧૮૬૫ ની સાલમાં ઈંગ્લંડ તરફ ઉપડી ગયા. સર એડવર્ડ રાયનની દેખરેખ નીચે બારિસ્ટરનો અભ્યાસ ચાલુ કરી પોતાની હંમેશની ચંચળતાથી તેનું પણ સર ફીરોજશાહે મન હરી લીધું. ઈંગલંડના વાતાવરણમાં જણાતા નવા ચળકાટથી ઉત્તેજાઇ તેમણે અભ્યાસ ઉપરાંત જાહેર કામમાં ભાગ લેવા માંડયો. સ્વ. બારિસ્ટર એનસ્ટીએ

લોક સેવામાં મંડવાને ઉત્તેજન આપ્યું અને આપણા માનવંતા દાદાભાઈ નવરોજીની સાથે મળી તેમણે ઈસ્ટ ઇંડીઆ એસોસીએશનની લંડનમાં સ્થાપના કરી, અને તેમાં 'મુંબઈ ઇલાકામાં અપાતી પાશ્ચિમાત્ય કેળવણી' ઉપર એક નિબંધ વાંચી પોતાની વકતૃત્વ શક્તિનો પડઘો પાડયો. ઇંગ્લંડમાં આ પ્રમાણે બે ત્રણ વર્ષમાં કાયદાનો અભ્યાસ અને જાહેર જીવનની શરૂઆત કરી, ૧૮૬૭ માં બારિસ્ટરની પરીક્ષા પસાર કરી સર ફિરોજશાહ મહેતા, સને ૧૮૬૮ ની સાલમાં સ્વદેશ પાછા ફરી આવ્યા. અત્રે જણાવવું જોઈએ કે ઇંગ્લંડ જઈ બારિસ્ટરનો અભ્યાસ કરી આવવાને માટે તેમણે જે સ્કોલરશીપ મેળવી હતી, તેમાં એક અણધારી અડચણ આવી અને શેઠ મહેરવાનજીએ મર્હુમ આર્વાબાઈ પાસેથી તે લેવાની ના પાડી પોતેજ સઘળું ખર્ચ માથે લઈ લીધું; એટલે સર ફિરોજશાહે સ્કોલરશીપનું માન લેવા છતાં નાણાં તરીકે તો એક કોડી પણ તેમાંથી લીધી નહિ.

## બાહોશ બારિસ્ટર.

બારીસ્ટર થઈને મુંબઈ આવ્યા પછી સર ફિરોજશાહે એવા પ્રક્ષેપકારક મુકરદમાઓમાં કામ કર્યું કે જેની વાહ વાહ લોકોમાં અદ્યાપિ ગવાતીજ રહી અને છેવટ સુધી તેઓ એક બાહોશ બારિસ્ટર તરીકે દિનપ્રતિદિન પંકાતાજ રહ્યા. પારસીઓના દખમાને લગતો ફોજદારી મુકરદમો સુરતવાળો લાઇસન્સ ટેક્ષના હુલ્લડવાળો મુકરદમો. ખંભાતના દિવાન અને ખેડાના કલેકટર વચ્ચે ઉભો થયેલો જાણીતો અને ચર્ચાસ્પદ મુકરદમો, તથા બીજા કચ્છ, કાઠીઆવાડ ગુજરાત અને મુંબઈના જાણીતા મુકરદમાઓમાં તેમણે ઇન્સાફની અદાલતોમાં ઉભા રહી જે બાહોશી બતાવી છે, ઝીણવટથી પ્રશ્નો

પુછવામાં જે બુદ્ધિ બતાવી છે તે સર્વથી એમ કહી શકાશે કે રાજા રાણાઓમાં તથા પ્રજામાં બારિસ્ટર તરીકેની જે પ્રતિષ્ઠા તેઓ ભોગવતા હતા તે ખરેખર સ્પર્ધા વગરની અને રાજ્યબંધારણ મબ-ધીના દરેક કાયદાઓમાં તેમની બુદ્ધિનો પ્રવેશ હતો. તેઓ હાઇકો-ર્ટમાં કામ કરતા ન હતા, અને બાહરગામમા ફોજદારી સિવાય બીજા મુકરદમાઓમાં કોઇ મોટી ફી આપે નહિ અને ફોજદારી મુકરદમા-ઓમા તેઓ વિશેષ રોકાતા હોવાથી લોકોનો એવો મત બધાયો હતો વળી આજના નવા બારિસ્ટરો જ્યારે મોટી મોટી ફી માગે છે ત્યારે આ જુના કસાયલા બારિસ્ટર થોડી ફીએ કામ કરતા માત્ર જુના બારિસ્ટરોમાં હમણાંજ ઘડપણને લીધે ઓછુ કામ કરવાને ખાતર મી ઇન્વેરારિટીએ પોતાની ફી વધારી છે પરતુ નોધવા જેવુ એ છે કે આ ઓછી ફી વાળા બારિસ્ટરો વધારે કમાયા છે અને વધારે હુશિયાર પણ છે

નામિચા નાગરિક.

બારિસ્ટર તરીકે સર ફિરોજશાહે ચાલીશ વર્ષ સુધી જેમ એક સરખી બાહોશીથી સર્વને ચકિત કરી નાંખ્યા તેમ એક નાગ રિક (સીટીઝન) તરીકે પણ તેમણે મુબઇની કોરપોરેશનમાં તેની સ્થાપનાથી માંડીને આજ સુધીમા તેના અવિભાજ્ય અગ્રેસર તરી કેનીજ પદવી સાચવી રાખી હતી અને તેમા અનેકવાર પ્રજાસેવાના કાર્યો કરી એક પ્રતિષ્ઠિત નાગરિક તરીકેનુ માન મેળવ્યુ છે કોરપો-રેશનની શરૂઆતથીજ સર ફિરોજશાહ મુબઇના સુનેહના અમલદારો તરફથી કોરપોરેશનમા ચુટાતા રહ્યા હતા અને એક નાગરીક તરીકે હમેશ એકસરખા ઉત્સાહથી કોરપોરેશનની સભાઓમા હાજરી આપી તેમણે પ્રજાના હકો, મ્યુનિસિપાલીટીના ખર્ચો, અને પ્રજાને લાભ કર ધોરણોમા સુધારો વધારો કરવાની એક સરખી જહેમત ઉઠા-

વેશી તે પ્રજા એકે અવાજે કબુલ કરે છે. ઇંગ્લાંડથી આવ્યા પછી તુરતજ એક ભાષણ આપીને તેમણે મ્યુનસિપાલીટીમાં પ્રજાત ઉમેરવા ભલામણ કરી હતી, અને જો કે તે વખતે તો એ બાબત ઉપર ધ્યાન આપવામાં આવ્યું નહતુ. આખરે એજ ધોરણે મ્યુનિસિપાલ કાયદો ઘડવામાં આવ્યો હતો, અને આખરે લોર્ડ રીપનના ઉત્તર અમલ દરમ્યાન પ્રજાને સ્વરાજ્યનો હક્ક મળવાથી સર ફિરોઝશાહની ઉમદા યોજનાઓ અને ભલામણો અમલમાં આવવા પામી હતી. મુંબઈની કોરપોરેશન હિંદુસ્તાનમાં એક મોટામાં મોટું નાગરીક મંડળ છે, અને તેમાં સર ફિરોઝશાહ એક આગેવાન કરતા કારવતા અને સરદાર રૂપ હતા, રાજા પ્રજા બેઉ તેમના ઉપર નાગરિક સુધારા વધારાના સંબંધમાં સમાન વિશ્વાસ રાખતી હતી. ખુદ સર. ફીરોઝશાહના વિરોધીઓ પણ આજે એમ કહે છે કે મુંબઈની કોરપોરેશનને આટલી ઉંચી સ્થિતિમાં સર ફીરોઝશાહ લાવ્યા હતા. સુભાગ્યે એજ કોરપોરેશનના પ્રમુખ તરિકે આપણા હાલના સમ્રાટ શ્રીમાન જ્યોર્જને ૧૯૦૫ માં પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે અને ૧૯૧૧ માં સમ્રાટ તરીકે આવકાર આપવાનું માન તેમને મળ્યું હતું.

## સ્થાનિક ધારાસભા.

લોર્ડ રેની મરકારે ૧૮૮૬ માં સર ફિરોઝશાહને મુંબાઇની ધારાસભામાં નીમ્યા કે તુરતજ ધારાસભામાં પ્રજાનો અવાજ ચાલુ થયો, સરકારને પ્રજાના વિચારો અને ફરિયાદો જાણવાની જે અગત્ય હતી તે સર ફિરોઝશાહે ધારાસભામાં એવી રીતે રજુ કરવા માંડી કે જેથી સરકાર અને પ્રજા બેઉ તેમની સેવાઓનાં વખાણ કરવા લાગ્યા. ૧૮૮૮ માં પ્રજા તરફથી તેમને ધારાસભા માટે ચુંટી કાઢવામાં આવ્યા. પ્રજાની સેવાઓ બજાવવાનો ઉત્સાહ ચાલુ રહેતો

હોવાથી અને છેક ઇંગ્લંડ સુધી તેમના અવાજની અસર થતી હોવાથી લોકો તેમના કામથી એવા પ્રબળ હતા કે ઉંવટ સુધી પ્રજા ફરી ફરીને એમનેજ ચુંટી કાઢતી રહી હતી, ધારાસભામાં આવતા કામો અને કાયદાના ખરડાઓમાં સર ફિરોજશાહની સુચનાઓ સરકારને અત્યંત ઉપયોગી થઇ પડી. પ્રજાનું પણ સાથેજ શ્રેય કરનારી થઇ પડતી હતી. ખેડુતોના હકો સાચવવા માટે થોડાંક વરસ ઉપર તેમણે ધારાસભામાં સર જેમ્સ મોન્ટીથની સામા જે ગડગડાટ કર્યો હતો તેના પડઘા હજી પણ ગુજરાતની દિશાઓમાં ગર્જિત થઇ રહેલા છે, અને મુંબઇજ નહિ પરંતુ આખા ઇલાકાની પ્રજા તે માટે તેમનો ઉપકાર માની તેમની પ્રજાસેવા માટે હજી ધન્યવાદ આપે છે.

## વડી ધારાસભામાં.

ધારાસભાઓમાં સર ફિરોજશાહની અણમોલ પ્રજાસેવાઓ જોઇ તેમને વડી ધારાસભા માટે પસંદ કરવામાં આવ્યા અને ત્યાં પણ પોતાના ભારે વક્તૃત્વથી અને પ્રજાહિતના ઉંડા રહસ્યવાળા મુદ્દાઓ ઉપર વિવેચન કરવાથી તેમની યોગ્યતા અને બાહોશી હિંદી સરકાર અને હિંદી પ્રજાના ધન્યવાદને પ્રાપ્ત થયા હતાં. લોર્ડ લેન્સડાઉનના અમલ દરમ્યાન કેટલાક અમલના ખરડાઓના સંબંધમાં સર ફિરોજશાહે વડી ધારાસભામા એવો ગગડાટ કર્યો હતો કે જેણે કેળવાયલી હિંદી પ્રજાને મુખે તેમની વાહ વાહજ બોલાતી હતી. તે વખતના નાણાખાતાના વડા સર જેમ્સ વેસ્ટનાડે તેમની ટીકા સમજ વગરની જણાવ્યાથી પ્રથમ તો ભય અને ચમકાટજ દર્શાવ્યો હતો. વળી વડી ધારાસભામાં સર એન્ટની મેકડોનલ જે હાલમાં લોર્ડ તરિકે અમીર સભામાં બેસે છે તેણે પોલીસનો એક ખરડો રજુ કર્યો

હતો તેને સર ફીરોજશાહે ઉંટવૈદાં જેવા ઉપાય તરીકે ગણાવ્યો હતો. પણ સર ફીરોજશાહને ખરેખરી અથડામણ સર જ્યોર્જ ક્લાર્ક સાથે અને પાછળથી લોર્ડ સીડનહામ સાથે મુંબઈની ધારાસભામા અને યુનીવર્સીટીમાં થઈ હતી. પોલીસ કાયદામાં સુધારો, ટેરીફ એક્ટ, દખ્ખણના ખેડુતોને રક્ષણ આપનારો કાયદો, કેંટોનમેન્ટ એક્ટ, મહુડા બીલ, ખેતીની જમીનને લગતો કાયદો અને ઉંચા યુનિવર્સિટી બીલવાળા ખરડા ઉપર તેમણે જે પ્રજાહિતના મુદ્દાઓ આગળ ધરીને સ્થાનિક અને વડી ધારાસભાઓમાં પ્રજા તરફની લડત ચલાવી હતી તે હિંદી રાજદ્વારીઓના મહા રમ-ઘુમાંજ રહી જશે. વડી ધારાસભામાં બજાવેલી પ્રજાસેવાઓ માટે મુંબઈની પ્રજાએ તેમને જાહેર માનપત્ર આપ્યું હતું અને તેમાં પ્રજાના આગેવાનોએ તેમની લોકપ્રિયતાના ઘણાંક દષ્ટાંતો આપી, તેઓએ જે સેવાઓ બજાવી હતી તેથી પ્રજા પ્રસન્ન અને ઉપકૃત છે એમ દર્શાવી આપ્યું હતું.

### પ્રજાનો મુખ્ય આગેવાન.

સર ફિરોજશાહની પ્રજા સેવાઓ અને જાહેર હિલચાલોનો વૃત્તાંત સંક્ષિપ્તમાં પણ થઈ શકે તેમ નથી, કારણ કે મુંબઈમાં એક એવું પ્રજા તરફનું ખાતું કે મંડળ નથી કે જેને તેમની સેવાઓની જરૂર પડી ન હોય! યુનિવરસીટી સેનેટ, કેળવણીને લગતી હિલચાલો, સામાજિક, રાજદ્વારી અને કેટલીક ધાર્મિક હિલચાલો પણ તેમની આગેવાની વગર ચાલીજ શકતી નહતી. પોતાના અમુલ્ય વખતના ભોગે તેઓ દરેક જાહેર હિલચાલમાં આગળ પડીને તેનો ભાર ઉપાડતા અને જે કાર્યને તેઓ હાથ ઉપર લે તેને પાર ઉતારવામાં એક સરખી મહેનત લેતા. તેઓ કદી પણ પછાત પડતા નહી. ખરેખરી નિડરતાથી પૂર્ણ લાગણીવાળી પ્રજા સેવાઓમાં એક

સરખો ઉત્સાહ રાખનાર હોવાથીજ સર ફિરોજશાહ પ્રજાના, - ને પ્રજાની હિલચાલોના આગેવાન મિત્ર ગણાઇ ગયા છે. હિંદુસ્તાનમા સર્વત્ર પોતાની મહત્તા પામવામાં તેઓ ફતેહમંદ ઉતર્યા હતા.

કોંગ્રેસનો યોદ્ધો,

પ્રજાની આગેવાન મંડળી જે નેશનલ કોન્ગ્રેસ તેને પણ સર ફિરોજશાહે આજ દુનિયામાં સર્વત્ર કેળવાયલા અને રાજભક્ત હિંદીઓના એક બળવાન રાજદ્વારી મંડળ તરીકે ઓળખાવી હિંદમા પોતે તેના સ્તંભ અને આગેવાન યોદ્ધા કહેવાયા હતા નેશનલ કોંગ્રેસના આગેવાનોમાં સર ફિરોજશાહનુ નામ પહેલે નંબરે ગણાય છે અને સરકાર તથા પ્રજા બીન શકે એ વાત માન્ય રાખે છે કે, સર ફિરોજશાહની સલાહોથી અને રાજાપ્રજા વચ્ચે રહી કામ કરવાની ઉત્તમ પ્રકારની રાજ કુશળતાને લીધેજ હિંદી નેશનલ કોંગ્રેસ એક મહાન પ્રજામંડળ તરીકે મહત્તા મેળવવાને ભાગ્યશાળી થયુ છે, પોતાના અનેક લાભોનો ભોગ આપી, પ્રજા સેવામાંજ તન મન અને ધનનો ઉપયોગ કરનારા તથા કોઇને પણ પ્રિય અપ્રિય થવાની જરા પણ દરકાર કર્યા વગર એક નિશ્ચિત માર્ગે પ્રજાશ્રેય કરનાર સર ફિરોજશાહ મહેરવાનજી મહેતાની કાર્યદક્ષતા જો કે પ્રજાના હજારો હજાર ધન્યવાદ પામ્યા કરે છે, તથાપિ સરકાર તરફથી તેની જોઇએ તેવી તુલના થતી નથી, એવી જે પ્રજા લાગણી હતી તે પણ સરકારે દુર કરી પ્રજાના માનીતા આગેવાનને પોતા તરફના એક મોટા માનભર્યા ખીતાબથી નવાજી પોતે પણ પ્રજાસેવા કરનારના આવા માન પ્રદાનથી પ્રજા પૂર્ણ સંતોષ પામી છે એટલુજ નહિ પણ તેનો ઉપકાર માનતા પોતાના માનીતા આગેવાન ઓન સર ફિરોજશાહ મહેરવાનજી મહેતાને આવા માનપાન પામતા અને

પ્રજાની વધુ અને વધુ સેવા બજાવતા જોવાને સર્વ શક્તિમાન પરમેશ્વર પાસે તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છી રહી હતી.

### વગર માગ્યે માન.

સર ફીરોજશાહે ધનની પરવા કરી નહોતી તેમ કિર્તિની પણ પરવા રાખી નહતી. તેઓ પોતાના વિચારને દઢ વળગી રહેનાર હતા; અને તેથી રાજ્ય તરફથી મળી શકે તેવું દરેક માન સરનો ખિતાબ અને નાઇટહૂડ યુનીવર્સીટીમાં વાઇસચાન્સેલરનો ઓધ્ધો અને યુનીવર્સીટી તરફથી ડાકટરનો ઓધ્ધો વગર માગે એમને મળ્યા હતા. ઘણા લોકો પ્રશ્ન કરે છે કે ડાકતરની ઉપાધિ તેમની હયાતિમાં એનાયત કરવામાં, ઢીલ શા માટે કરવામાં આવી હતી અમારી જાણ પ્રમાણે ઉદારચિત ગવર્નર ના. લોર્ડ વિલિંગડન ડાકતરની ઉપાધિ આપવાને ઉત્સુક હતા. તેણે સર ફીરોજશાહને દિવસ નક્કી કરવાનુ જણાવ્યુ હતુ, પણ ફીરોજશાહનું આરોગ્ય સારૂં ન હોવાથી સર ફીરોજશાહ દિવસ નક્કી કરી શક્યા નહિ અને મુંબઇની કેળવાયેલી પ્રજાએ તે વેળાએ તેમને પોતાનુ માન આપવાનો જે ઇરાદો રાખ્યો હતો તે પાર પડયો નહિ.

### મોડરેટોના આગેવાન.

ઓન સર ફીરોજશાહ કોન્ગ્રેસમાં મોડરેટ વિચાર ધરાવતા હતા. ૧૯૦૫ માં બંગભંગની શરૂઆતથી કોનગ્રેસની એક્સ્ટ્રીમીસ્ટોએ નાક પકડીને પોતાના પક્ષમાં ઘસડવાની શરૂઆત કરી, અને ૧૯૦૬ માં કલકત્તામાં પ્રમુખ સબંધે મારામારી થતા સર ફીરોજશાહની સલાહથી લો. મા. દાદાભાઇની પ્રમુખપદ માટે પસંદગી થતાં તકરાર બંધ પડી, પણ ૧૯૦૭ મા નાગપુરમાં પાછા પ્રમુખ તરીકે એક્સ્ટ્રીમીસ્ટને પસંદ કરવાની લડત જામી અને તેથી કોન્ગ્રેસ સુરતમાં લઇ જવામાં આવી અને ત્યાં ફાટ પડી. ત્યા સર ફીરોજશાહની મહેનતથી કન્વેન્સન ભરાયું અને તેમનીજ સલાહથી કોન્ગ્રેસનું બધા-

રણુ બંધાયું કે જે ટકાવવાને હજી મોડરેટોનું મથન ચાલુજ છે. સર ફીરોજશાહની લોકપ્રિયતા કેવી હતી તે સુરતમાં કોન્ગ્રેસ પ્રસંગે અને તેને આગલે વર્ષે કોનફરન્સ વખતે જે મળ્યું હતું તે જેઓએ નજરે જોયું છે તેઓ હજી યાદ કરે છે.

કેળવણીને ઉત્તેજન.

કેળવણીને લગતા દરેક સવાલોમાં પણ બહુ તિક્ષ્ણ અને ઉત્સાહ ભરેલો ભાગ સર ફીરોજશાહ લેતા રહ્યા હતા; અને તેવાજ તેમના ઉત્સાહને લીધે મુંબઇ યુનિવર્સિટીએ તેમને ઘણાં વર્ષ ઉપર ફેલો અને યુનિવર્સિટીના સીન્ડીકનું માન આપ્યું હતું. હમણાંજ, મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલરના ઓદ્દા ઉપર, સર જોન હીનની જગાએ તેમની નેમણુક કરવામાં આવી હતી. યુનિવસિટીના સંબંધમાં તેઓએ બજાવેલી લાંબી અને લોકમાન્ય સેવાઓના કદરનાથી તરીકે, યુનિવર્સિટીએ તેમને " ડાકટર ઓફ લો " ની માનસૂચક પદવી આપવાનો ઠરાવ કર્યો હતો. છેલ્લી છેલ્લી તેઓએ તા. ૧૪ મો ઓગસ્ટ ૧૯૧૪ ને દિવસે ટાઉનહોલમાં બ્રિટીશ રાજ્ય પ્રત્યે ભક્તિભાવ પ્રદર્શિત કરવા માટે મળેલી મોટી પ્રજાકિય જાહેર સભામાં ખરા આંતરિક ભાવનું એક ભાષણ કરીને રાજ્ય અને પ્રજાની સેવા બજાવી હતી.

મરહુમનો સ્વભાવ.

મર્હુમનો સ્વભાવ એવો તિખો અને અપક્ષપાત હતો કે ગમે તે કાર્યમાં કે ગમે તેવી સભામાં તે કોઇનાથી અંજાતા નહીં. તેઓ સ્વદેશી હીલચાલોના સહાયક અને પિતા સમાન હતા. મુંબાઇની ટેકનીકલ ઇન્સ્ટાટયુટ ઉભું કરવામાં તે આગેવાન હતા. અત્રેની સેંટ્રલ બેંક અને બોમ્બે ક્રોનીકલ પત્રના તેઓ એક સ્થાપક અને

પિતા સમાન હતા. તે સિવાય બીજાં ઘણાંક ખાતાંઓમાં ડિરેક્ટર તરીકે તેઓ જોડાયા હતા.

તા. ૨૦ મી ડીસેંબર ૧૮૯૫ ના રોજ મુંબાઈની પ્રાંતિક કોનફરન્સ અને મુંબાઇ શહેરીઓએ તેમને અભિનંદન પત્રો આપ્યાં હતાં. કોરપોરેશનના પ્રમુખપદનું માન તેઓએ અનેક વેળ ભોગવ્યું હતું. ૧૯૦૪ માં જ્યારે નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ, પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે હીંદમાં આવ્યા ત્યારે પણ તેઓને પ્રમુખ પદ આપવામાં આવ્યુ હતુ. તે પછી તેમને નાઇટ કમાન્ડર ઓફ ધી ઇન્ડીઅન એમ્પાયરના ખીતાબથી નવાજવામાં આવ્યા હતા.

સર ફીરોજશાહનાં પ્રથમ પત્ની રાસ્ત ગોફતારના માજી માલેક મર્હુમ મી. બેરામજી મર્ઝબાનનાં દીકરી અને જામેજમશેદના માલેક મી. જહાંગીર મર્ઝબાનનાં બેન થતાં હતાં. તેઓ આઠ વર્ષ ઉપર મરણ પામ્યાં હતાં. તેઓને ચાર પુત્રો અને એક પુત્રી છે. તેમાંના એક પુત્ર બેરીસ્ટર છે કે જે મુંબાઇના ડેપ્યુટી શેરીફના ઓદ્ધા ઉપર છે, બીજા સોલીસીટર છે, ત્રીજા મેસર્સ તાતા એન્ડ સન્સની પહેડીમાં નોકર છે. અને ચોથા ડાકટર તરીકે ધંધો ચલાવે છે. પોતાની પુત્રી મી. ખરશેદજી રૂસ્તમજી કામના એક દીકરા જોડે પરણેલી છે. પ્રથમ પત્નીના મરણ બાદ મર્હુમ બીજીવાર જાણીતા કૉફ કુટુંબની એક બાઇ જોડે પરણ્યા હતા. પણ તેમને કાંઇ પ્રજા થઇ નથી.

સર ફીરોજશાહનો આટલો વહેલો અંત આવશે એવું સ્વપ્ને પણ ન હતું. તેઓ છેલ્લા બે મહીના થયાં તબીઅતના સુધારા માટે પુના ગયા હતા. ત્યાંથી આરામ થયે પાછા આવ્યા હતા, પણ પાછી તબીયત બગડવા લાગી અને અંતે તા. ૫ નવેંબર ૧૯૧૫ ના રોજ તેમણે પોતાનો દેહ છોડયો હતો. મર્હુમના મરણથી સર્વત્ર શોક ફેલાયો હતો, હીંદે એક અમુલ્ય રત્નને ખોયુ છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

## પ્રકરણ ૨૬ મું.

# લાલા લજપતરાય

આજથી પંદરેક વર્ષ ઉપર દેશને આત્મબળ ઉપર શ્રદ્ધા રાખવાનું ઉપદેશનાર આગેવાન લાલ, બાલ અને પાલનાં નામ જાણીતાં છે. તેમાંના લાલ તે લાલા લજપતરાય, બાલ તે બાલગંગાધર તીલક અને પાલ તે બીપીનચન્દ્રપાલ છે. લાલા લજપતરાયનું જીવન ચરિત્ર અત્રે આપવું યોગ્ય ધાર્યું છે. લાલાજીનું આખું જીવન અંતર્બાહ્ય સત્યતાથી ભરેલું છે. દેશની દાઝ એમનામાં પ્રજળી રહી છે. બાર વર્ષની વિદ્યાર્થી અવસ્થામાં દયાનંદ સરસ્વતીનો ધર્મોપદેશ સાંભળનાર લજપતે આખું જીવન ઉત્સાહ અને સત્યતામાં વિતાવ્યું છે. સમાજ સેવાનું તો તેમને વ્યસન પડી ગયેલું છે. તેમના પિતા મુનશી રાધાકિશન ઉર્દુ અને ફારસીના અધ્યાપક હતા. તેમની પાસેથી તેમણે ધર્મનિષ્ઠા અને સ્વદેશભક્તિ મેળવી છે અને જીવનની સાદાઈ તેમણે તેમની માતા પાસેથી મેળવી છે. તેમણે અઢારમે વર્ષે વકીલાત શરૂ કરી હતી. તેમાં બાહોશ વકીલ તરીકે ગણાતા તે લાહોરની ચીફ કોર્ટમાં વકીલાત કરતા. તે પોતાના મિત્ર લાલા હંસરાજ અને પંડિત ગુરુદત્તવિદ્યાર્થી સાથે સમાજ સેવા વિષે મસલત ચલાવતા હતા. ગુરુદત્ત ધર્મસંશોધનમાં મશગુલ રહ્યા, તે નાની ઉમ્મરે જ ગુજરી ગયા હતા. લાલા હંસરાજે એંગ્લો વેદિક કૉલેજને પોતાનું જીવન અર્પ્યું અને લાલાજીની પ્રવૃત્તિ વિવિધ રહી.

સ્વામી દયાનંદના ઉપદેશની આ ત્રણે જણ ઉપર અસર થઇ હતી. તેમણે 'દયાનંદ એન્ગ્લો વેદિક કોલેજ' ની સ્થાપના કરી. લાલાજીએ કોલેજ માટે ચાર પચિક લાખનું ફંન્ડ ભેગું કર્યું. તેમાં તે ઇતિહાસના પ્રોફેસર હતા. આ અરસામાં પ્રજામાં દેશભક્તિ જાગૃત થતાં તેમણે તે વિષે બેચાર ગ્રન્થો લખ્યા. તેમણે ઇટલીને મુક્ત કરનાર મેઝની અને ગેરિબોલ્ડીનું, મહારાષ્ટ્ર કેસરી શીવાજીનું અને શ્રીકૃષ્ણનાં જીવન ચારત્રો લખ્યાં છે. તેમણે દુકાળ વખતે અનાથ હિંદુઓ વટલાઇ ખ્રિસ્તી થતા જોઇ અનાથાશ્રમો સ્થાપ્યાં અને દુષ્કાળ નિવારક કાર્યો કર્યાં. સને ૧૯૦૫ માં કાંગડા ખીણમાં ધરતી કંપ થયો ત્યારે ત્યાં નિરાધાર થઈ પડેલા અનાથોની સહાયે તે તુરત ગયા હતા. સને ૧૯૦૧ માં ફેમીન કમીશન આગળ તેમણે કીમતી જુબાની આપી હતી બીજે વર્ષે લોર્ડકર્ઝને બેસાડેલા યુનિવર્સિટી કમીશન આગળ તેમણે પોતાના કેળવણી વિષેના અનુભવો જાહેર કર્યાં હતા.

તેમણે એક વર્તમાનપત્ર અને માસીક કહાડીને લોક શિક્ષણનું કામ ઉપાડી લીધું. પંજાબની વૃદ્ધિ માટે તેમણે ઘણો પ્રયત્ન કર્યો છે. લાહોરની નેશનલ બેંકના તે ડાયરેક્ટર હતા તેમણે ઘણી મીલો સ્થાપવામાં ભાગ લીધો હતો. સને ૧૯૦૫ માં બંગાળાના ભાગલા પડયા તે વખતે બંગભંગ વિરૂદ્ધ મોટી ચળવળ થઇ તે વખતે તેમણે આ દેશ જાગૃતિમાં ઘણો મોટો ભાગ ભજવ્યો. ઓનરેબલ ના. ગોખલે અને લાલા લજપતરાયે હિંદુસ્તાન વિષે ઇંગ્લાંડમાં જાગૃતિ કરવાને અને બ્રિટિશ પ્રજાપાસે હિંદુસ્તાનને ન્યાય અપાવવા માટે ઈંગ્લાંડ મોકલ્યા હતા. તે દરમીયાન વચ્ચે લાલાજી અમેરિકા જઇ ત્યાંની શિક્ષણ પદ્ધતિ જોઈ આવ્યા. તેમણે ત્યાંથી આવી દેશ આગળ

પોતાના અનુભવનો સાર કહ્યો કે "આત્મ વિશ્વાસ અને સ્વાવલંબન એજ આપણને તારશે.'

બગભગથી જેમ બગાળી લોકોના મન દુભાયાં હતાં તેમ સરકારે પંજાબની નહેરો ઉપરના વસવાટ વિષે એક કાયદો ઘડી પંજાબીઓને નારાજ કર્યા હતા આ અન્યાય દૂર કરાવવા સરદાર અજીતસિંહે આગેવાની લઇ પંઝાબમા ભારે ચળવળ કરી તેમાં લજપતરાયે પ્રજાને અને સરકારને ડહાપણ વાપરવાની સલાહ આપી, બનેને વિનવ્યા પણ સરકારે તેમને જ અસતોષના મૂળરૂપ માની સને ૧૮૧૮ના એક કાયદાને આધારે સને ૧૯૦૬ માં લાલા લજપતરાયને દેશપાર કર્યા, જેથી દેશમાં અસતોષ ફેલાયો આથી આખરે સરકારે નહેરવસવાટનો કાયદો પાછો ખેચી લઇ લજપતરાયને છોડી દીધા

નાગપુરની કોંગ્રેસ સુરતમાં ભરાઇ ત્યારે જહાલ લોકોએ સુરતની કોંગ્રેસના પ્રમુખ લજપતરાય થાય એવી દરખાસ્ત મૂકી પણ કેટલાકે એવી દલીલ કરી કે સરકારને જેના ઉપર વ્હેમ પડ્યો છે અને જેમને દેશપાર કર્યા હતા તેમને પ્રમુખ બનાવવાથી કોંગ્રેસનુ રાજમાન્યત્વ નષ્ટ થશે આ લોકોને અસહ્ય લાગ્યુ અને તેથી કોંગ્રેસમા ભગાણુ પડયુ તે પછી પંઝાબના જાહેરજીવનમા પણ સડો પેઠો અદેખાઇ અને અગત દ્વેષ ફેલાયો હતો તથી લજપતરાયને સતાપ થયો જાહેર જીવનમા મતભેદ અને ઝેર જણાતાં તેમને ઘણુ દુખ થયુ અને તે પછી તેમણે પરદેશ જવાનો નિશ્ચય કર્યો

તે પછી લજપતરાય વિલાયત અમેરિકાદિ દેશોમાં ફર્યા. દરેક દેશની શિક્ષણ પદ્ધતિ જોઇ અને દુનિયાનુ રાજ્ય પ્રકરણ પણ નિહાળ્યુ દેશ દેશાન્તરમાં ફરી, અનુભવ મેળવી હિંદુસ્તાનનો ઉદ્ધાર

કેમ થાય એ વિષે ઉંડા વિચારો કરી ફરી દેશમાં આવ્યા. દેશમાં આવી કાંઈપણ કાર્ય કરે તે પહેલાં તો ગતમહાયુદ્ધ શરૂ થયું, અને ૧૯૧૭ માં કરાંચીમાં કોંગ્રેસ ભરાઈ હતી તે વખતે લજપતરાયે એક નવો સુધારો દાખલ કર્યો. ત્યાં સુધી કોંગ્રેસમાં અંગ્રેજીમાં ચર્ચા થતી હતી તે પછી તે વખતે લજપતરાયે હિંદુસ્થાનીમાં બોલવાનો આગ્રહ કર્યો તે પછી તે રીવાજ દહાડે દહાડે વધતો ગયો. જ્યાં દેશી ભાષામાં રાજકીય ચળવળ ચાલે છે ત્યાં પ્રજા વેગથી રાજ્ય પ્રકરણમાં ચઢે છે એવો અનુભવ થયો. તે પછી લાલાજી જાપાન થઈને અમેરિકા ગયા. સરકારને હજુ પણ તેમના ઉપર વ્હેમ હતો તેથી તે અમેરિકા જઈને શું કાવતરૂં કરે છે તે જોવા તેમની પાછળ સી. આઈ. ડી. નું ટોળું લાગેલુંજ રહેતું એમ કહેવાય છે ત્યાં જઈ તેમણે હિંદુસ્થાન વિષે જાગૃતિ કરી. લજપતરાયને બ્રિટિશ પ્રજા ઉપર વિશ્વાસ રાખવા કરતાં તટસ્થ દેશોની સુધરેલી પ્રજા ઉપર વિશ્વાસ રાખવો એ વધુ યોગ્ય લાગ્યું, એ માન્યતા પ્રમાણે તેમણે અમેરિકામાં હિલચાલ ચલાવી.

હિંદુસ્થાન જો આમ સદાને માટે પરતંત્ર રહેશે તો હિંદુસ્તાન અને ઈંગ્લાંડનેજ નહિ પણ આખી દુનિયાની હાનિ થશે એ સમજાવવાનો તેમણે આરંભ કર્યો. ત્યાં તેમણે 'હોમરૂલ લીગ' સ્થાપન કરી. કેટલાક ન્યાયપ્રિય અમેરિકનો પણ એ લીગમાં જોડાયા. તે પછી તેમણે હિંદુસ્થાનમાં ઇંગ્રેજો કેવી રીતે રાજ્ય કરે છે, હિંદના ભિન્ન ભિન્ન મતના આગેવાનો કેવા પ્રકારના છે અને હિંદુસ્થાનમાં અસંતોષ કેટલો છે તે બાબતનું 'યંગ ઈંડિઆ' નામનું એક પુસ્તક અમેરિકામાં પ્રસિદ્ધ કર્યું અને તેની પ્રસ્તાવના બ્રિટિશ પાર્લા-

મેન્ટના મેમ્બર કર્નલ વેજવુડે લખી પણ તે પુસ્તકને હિંદુસ્થાન સરકારે આ દેશમાં આવવા દીધું નહિ.

અમેરીકન શિક્ષણ પદ્ધતિ વિષે અને અમેરિકન લોકોના જીવન વિષે લજપતરાયે અનેક લેખોનું એક પુસ્તક બહાર પાડયું છે. તે પછી તેમણે 'આર્ય સમાજનો ઇતિહાસ' નામનું પુસ્તક પણ રચ્યું. પરદેશમાં યુદ્ધના દિવસોમાં લજપતરાયની આર્થિક દૃષ્ટિએ બહુજ કફોડી દશા હતી અને હિંદથી પૈસા મંગાવવાનું અશક્ય થઇ પડયું તેથી તેમને ત્યાં ઘણું કષ્ટ વેઠવાં પડયા. યુદ્ધ પુરૂં થતાં તેમણે હિંદમાં આવવાનો વિચાર કર્યો, પણ આપણી સરકારે તેમને સ્વદેશમાં આવવા દેવાની ના પાડી તે વખતે પંજાબના અત્યાચારો, રોલેટ કાયદો વિગેરે પ્રસંગોથી લજપતરાય હિંદ આવવા અધીરા બની ગયા. આખરે સરકારે તેમને હિંદમાં આવવાની પરવાનગી મળતાં તે હિંદ આવ્યા.

સને ૧૯૨૦ માં કલકત્તામા ભરાયેલી કોંગ્રેસના તેમને પ્રમુખ ચુંટવામાં આવ્યા તેમણે ત્યા ઉત્તમ ભાષણ આપ્યુ અને કાઉન્સિલોનો બહિષ્કાર કરવાનો વિચાર પણ તેમણે જ દેશ આગળ મૂકયો તેમણે તે પછી મહાત્મા ગાંધીજીનો અસહકારનો સિદ્ધાંત ગ્રહણ કર્યો અને પંજાબમા તે ચળવળને ઉપાડી લીધી. હાલમાંજ પંજાબમાં તેમને મનાઇ હુકમ છતાં જાહેર સભા ભરવાના ગુન્હામાટે કેદ પકડયા છે. કલકત્તાની કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમણે ભાષણ આપેલું તેમા પણ તેમણે કહેલું કે "તમારા પોતાના આત્મામાંજ ખરી શ્રદ્ધા રાખજો."

---

## પ્રકરણ ૨૭ મું.

# પંડીત મોતીલાલ નેહરૂ

દેશના સકલ આગેવાનોમાં પંડિત મોતીલાલ નેહરૂ જેટલી કલંક વગરની કીર્તિ કોઇએ ભાગ્યેજ મેળવી હશે. થોડાંજ વર્ષ પહેલાં સંયુક્ત પ્રાંતોના "ઉંઘતા" ભાગ સિવાય બીજાએ ભાગ્યે જ તેમનું નામ જાણ્યું હશે. તે વખતે એ એક જાણીતા એડવોકેટ અને ધુની માણસ હતા. પણ આ કટોકટીના વખતમાં જ્યારે રાજકીય વિષયજ માત્ર ઉપયોગની વસ્તુ ગણાય છે ત્યારે તેમણે તેમની દરેક શક્તિનો ચુસ્તપણે એવો ઉપયોગ કર્યો કે તે અત્યારે હિંદમાં સૌથી જાણીતા છે એટલું જ નહિ પણ તે પ્રથમના એક સ્તંભ રૂપે મનાય છે. કોઇ કોઇ વાક્યો કોઈ કોઇ માણસો માટે સાચાં પડે છે તેમ મોતીલાલ નેહરૂ માટે નહતું. વહાણુનો કર માથે પડવાથી જેમ પ્રજાએ નિઃશ્વાસ મૂક્યા અને હેમ્પડન નીકળી આવ્યો; તેમજ પંજાબીઓ ઉપર ઓડવાયરની ટોળીએ અત્યાચાર કર્યાં અને જુલ્મ ગુજાર્યાં, અને તેણે પંડિત મોતીલાલને એક મનુષ્ય તરીકે અને એક દેશભક્ત તરીકે નીપજાવ્યા, આ અસંતોષના જમાનામાં પ્રજાની દષ્ટિએ તેમણે તો ઘણોજ ભક્તિભાવ પ્રેર્યો. ખરેખર જો મોતીલાલ નેહરૂએ બીજું કંઇજ ન કર્યું હોત તોપણ ઓડવાયરનાં કામોનો ઢાંક પિછોડો ઉઘાડવામાં અને પંજાબી ભાઇબ્હેનનાં દુઃખ ટાળવાની મદદ કરવામાં જ તેમનું નામ ધરગથ્થુ થઇ ગયેલું રહેત.

આનંદભુવન—ર૪ મી હિંદી મહાસભાના ચૂટાયલા પ્રમુખ ઓન. પંડિત મોતીલાલ નેહરૂ પાવત્ર પ્રયાગ તિર્થમાંથી અભિનંદન મોકલે છે. આ જગ્યા ઘણીજ રમણીય અને કીમતી છે. ત્યાં આનંદ ભુવન જેવી તેમની ઇમારત આખા સંયુક્ત પ્રાંતમાં ભાગ્યેજ જોવામાં આવે છે, અથવા તો ઘણીજ થોડા છે. હિંદનું જાહેર જીવન ભોગવતા નામાંકિત પુરૂષોમાંના થોડાજ એવા હશે કે જેમણે અલ્હાબાદ ન જોયું હોય અથવા તો તે આનંભુવનના પ્રેમી અતિથી ન બન્યા હોય, ત્યાં અત્યંત પ્રેમ અને મિત્રતાના આવકારમાં ન્યાત જાત અને ઉંચ નીચેનો ભેદભાવ જોવામાં જ આવતો નથી.

મી. મોતીલાલ નેહરૂને એક પુત્ર અને બે પુત્રીઓ છે. તેમના પુત્ર જ્વાહરલાલ અલ્હાબાદની હાઇકોર્ટમાં બેરીસ્ટર છે અને તેમની બે પુત્રીઓ સરૂપકુમારી અને શિશિન કુમારી—બન્ને સુશિક્ષિત છે અને તેમના પિતા સાથે ઇંગ્લંડ જઇ આવેલી છે.

જન્મ અને વિદ્યાભ્યાસ—પંડિત મોતીલાલ નેહરૂ હાલમાં અલ્હાબાદમાં વસતા હોવા છતાં તેમનો જન્મ સને ૧૮૬૧ ના મે માસમાં દિલ્હીમાં થયો હતો, તેમના પિતાના મરણ પછી ૪ માસે તેમનો જન્મ થવાથી તે ઔરસ પુત્ર હતા. તેમના પિતા દિલ્હીમાં કોટવાળ હતા. આવી રીતના શોકજનક મૃત્યુથી તેમને વિદ્યાભ્યાસ કરાવવાનું કામ તેમના મોટા ભાઇ પંડિત નંદલાલ નેહરૂના માથે આવી પડયુ. નંદલાલ નેહરૂ પણ તે વખતે એક પ્રખ્યાત વકીલ હતા.

ન્હાના મોતીલાલે તેમનો શરૂઆતનો અભ્યાસ મુકતાબસમાં કર્યો. ત્યાં બાર વરસની નાનકડી વયે તેમણે ફારસી અને અરેબિકનુ સારૂં જ્ઞાન સંપાદન કર્યું. ત્યાંથી તેમને કાનપૂરની સરકારી હાઇસ્કુ-

લમાં ખસેડવામાં આવ્યા. ત્યાં તેમણે પ્રવેશક પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી, અને અલ્હાબાદની મૂર સેન્ટ્રલ કોલેજમાં આવ્યા. ત્યાં તે કોલેજના પ્રીન્સીપલ મી. હેરીસનના ઘણાજ માનીતા શિષ્ય હતા. મી. હેરીસનની કીર્તિ તેમના બીજા વિદ્યાર્થીઓ—સર સુન્દરલાલ, પંડિત મદન મોહનમાલવીયાએ પણ ગાયેલી છે. મી. નેહરૂ બી. એ. સુધી ભણ્યા પણ પરીક્ષા ન આપી. આર્ટ કોલેજને તિલાંજલી આપીને લૉ ક્લાસમાં જોડાયા. તે ઘણીજ સખત મહેનત કરીને માત્ર ત્રણ માસમાં હાઇકોર્ટ વકીલની પરીક્ષામાં બેઠા અને તેમાં તેમનું નામ સૌથી આગળ જોવામાં આવ્યું, અને આ માટે તેમને એક ચાંદ એનાયત કરવામાં આવ્યો.

નેહરૂજી વકીલ તરીકે—પછી નેહરૂજીએ કાનપુરમાં વકીલાત શરૂ કરી, ત્યાં નામના મેળવી, અને ઘણા ઘણા અસીલોને દોર્યા. અહીંયાં પંડિત પૃથ્વીનાથ તેમના જીવજાન દોસ્ત બન્યા. પંડિત પૃથ્વીરાજ પણ "વકીલોમાં રાજા" ગણતા. પણ નેહરૂજીની તો આથી પણ મોટી અભિલાષા હતી અને તેમને તો વધારે જીત મેળવવી હતી અને જીતાયલો મુલક વધારવો હતો. તેથી ત્રણ વર્ષ પછી તે અલ્હાબાદ હાઇકોર્ટમાં આવ્યા. અને ત્યાં ૫–૬ વરસ જેટલી ટુંકી મુદતમાં તે એક જાણીતા વકીલ તરીકે પ્રખ્યાત થયા. હાઇકોર્ટે તેમના કાયદાના જ્ઞાનની કદર કરીને તેમને કોર્ટના એડવોકેટ બનાવ્યા. આજે નેહરૂજીને એક હોંશિયાર કાયદાના સર્વોત્તમ જ્ઞાતા તરીકે ગણી શકાય છે, એડવોકેટ તરીકે પંડિત મોતીલાલે લોકપ્રિયતા મેળવી અને કોઇપણ ડર રાખ્યા સિવાય ધીરજ અને વાક સ્વતંત્રતાથી તેમણે પોતાના મુદ્દાનો બચાવ કર્યો આથી કેટલીક વાર ઉપરના અધિકારીઓ તરફથી અસંતોષ મળેલો. અમલદારોનાં ભવાં ચઢેલાં હોય અને ખુશામતીઆની કોશીશો

ચાલતો હોય તે વચ્ચે પણ તે તો પ્રજાના હક માટે એક મક્કમ ફિરસ્તા તરીકે ઉભેના.

નેહરૂજીની રાજદ્વારી નામના—સને ૧૯૦૭ની અલ્હાબાદની પ્રથમ પ્રાંતિક રાજકીયપરિષદ્‌ના તેઓ પ્રમુખ થયા ત્યારથી તેમની ખ્યાતી શરૂ થઇ. ત્યાર પછી પ્રત્યેક જતા વર્ષે તેમની રાજકીય ક્ષેત્રની વાવણીમાંથી નવોનવો પાક ઉત્પન્ન થયો ગયો. સને ૧૯૦૭ પહેલાંના તેમનાં કામોની નોંધ બહુ મોટી નથી. આ વરસે અમનદારી વર્ગનો દોર વારવારની માફક ફાટી નીકળ્યો, દમન નીતિનો ફટકો લગાવ્યો, લોર્ડ પેન્ટલેન્ડ આગળ પડયા મીસીસ બિસાંટ તે વખતનાં વીરાંગના બન્યાં અને તેમને ઉટી ખાતે નજરકેદ કરવામાં આવ્યાં, પણ એક વખત ફરીથી આ નીતિ અફળ ગઇ એથી પ્રજાની જાગૃતિ ઘટવાને બદલે વધતી ચાલી. મોડરેટો તો અમલદારોની જાળથી ફસાઇ જાય તેવા હતા પણ તેમણે સરકાર સામે મોરચો બાંધ્યો, અને હોમરૂલ લીગમાં જોડાયા પં. મોતીલાલ નેશનાલીસ્ટ કરતાં મોડરેટ વધારે હતા તેમણે પણ હોમરૂલમાં નામ નોંધાવ્યું સી વાય ચિંતામણી અને ડો સપ્રુ પ્રજાના પ્રોગ્રામ ઘડવા લાગ્યા અને થોડાજ દિવસમાં તેમને પ્રમુખ તરીકે ચૂંટી કહાડયા. તેમનું પ્રમુખસ્થાનનું ભાષણ દમનનીતિને દેખાડનારૂં હતું અને આખા દેશ અને પ્રજા તરફથી તેમને એકે અવાજે ધન્યવાદ મળ્યો પછી રાજકીય તોફાન શાંત થયું બીસેંટને છોડી મૂકવામાં આવ્યા, અને રાજકીય તોફાન શાંત ગયું, બીસેંટને છોડી મૂકવામાં આવ્યા, અને રાજકીય સુધારાનું વચન આપવામાં આવ્યું સપ્રુ અને ચિંતામણી જેવા મોડરેટો ઓગસ્ટના જાહેરનામાથી સંતોષ પામ્યા પણ નેહરૂજી સુધારાની કિમ્મત કેટલી છે એ આંકી શકયા અને મીઠી આશા-

ઓથી ડગાયા વગર પોતાની ફરજ બજાવવાનુ ચાલુ રાખ્યુ ને તેમના સદ્‌ગત મિત્ર પંડિત બીશન નારણદાસના શબ્દો હમેશાં યાદ રાખતા 'બીક શબ્દોથી સખત બાબતો પીગળી ન શકે'

નેહરૂજીનું 'ઇન્ડિપેન્ડન્ટ"—થોડોક વખત તે "લીડર" પત્રના ડાઇરેક્ટર હતા અને ૧૯૧૮ માં નેશનાલીસ્ટ રોજીંદા પત્રની પણ જરૂર જણાઇ, અને મી જી. હોનીમેનની મદદથી તે પત્ર શરૂ કર્યું તેની દ્વારા લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવા અને ઓડવાયરના અત્યાચારની વાતો ઉઘાડી પાડવામાં દેશની આગેવાની લીધી.

નેહરૂજી ધારાસભામાં—મોર્લી-મીંટો રિફોર્મ વખતે તે સંયુક્ત પ્રાંત તરફથી સભાસદ થયા. એ કદિ પણ પોતાનો મુદ્દો મૂકી ન દેતા પ્રીન્સીપલ વુડ ઉપર નાખુશીનો ઠરાવ આણ્યો અને તેને અંગે ભાષણ કર્યું રોળાંમાં પણ પંડિતજી પોતાનું વ્યક્તિત્વ ખોતા નહિ. પોતાનો મત લોકપ્રિય ન હોય તો પણ તે નમતું ન આપતા સુપ્રસિદ્ધ હકીમ અજમલખાનજી કહે છે "અમે પ્રથમ હિંદીઓ છીએ અને પછી મુસલમાનો છીએ" તેમ નેહરૂજી કહે છે "અમે પ્રથમ હિંદીઓ છીએ અને પછી હિંદુઓ છીએ." મોહરમ અને દશેરાના દિવસમાં હિંદુ મુસલમાનોના કજીયા તેમના યત્નથી લગભગ પતી ગયા.

નેહરૂજીની પંજાબ તરફ સેવા—તેમના રાજકીય જીવનમાં તેમની પંજાબની સેવા હમેશાં કાયમ રહેશે લોકો ઉપર ગોળીબાર થયા, માર્શલૉએ લોકો ઉપર સ્વારી કરી, ત્યારે એક મહાન્ કાયદાશાસ્ત્રીની ખોટ જણાઈ દેશ પોકાર કરી રહ્યો હતો તે વખતે તેમની માસિક હજારો રૂપીઆની આવક છોડી દીધી, હજારો અરજીઓ લીધી નાઉ ન્મીતમાં નાર્ટન કે માટે મોકલી

**તેમના શિક્ષણ સંબંધી વિચાર**—તેમના શિક્ષણ સંબંધીના વિચાર મજબૂત છે અને ઔદ્યોગિક કેળવણી માટે તે એક યોદ્ધા છે. તે સરકારી નોકરીઓ શોધવાની વિરૂદ્ધમાં છે.

**સ્વદેશી સંબંધી વિચાર**—તે એમ નથી માનતા કે પરદેશી માલનો બોયકોટ એજ સ્વદેશીનો માત્ર માર્ગ છે. હાલની પદ્ધતિ પ્રમાણે સ્વદેશી ઉદ્યોગનો પ્રચાર કરવો એમ તે ઇચ્છે છે, મુડીવાળાઓએ પોતાની મુડી તેમા રોકવી જોઇએ. આપણા યુવકોને યુરોપ, અમેરિકા અને જાપાન હુન્નર શીખવા મોકલવા જોઇએ.

**બ્રિટીશ સરકાર**—અમલદારીનો દોર ઓછો થવો જોઇએ એમ તે માને છે. મનુષ્યમાત્રને કાર્યનો અને બોલવાનો હક છે, જો અમલદારો બગડે તો આપણી અને અમલદારોની વચ્ચે કજીઓ પતાવવા કોણ છે ?

**સુધારક**—પડદાની રીત સામે તેમનો સખત વિરોધ છે. વિલાયત જઇ આવ્યા પછી ચુસ્તધાર્મિકોમાં પ્રાયશ્ચિત કરવા ૧૮૯૦ માં તેમણે ચોકખી ના પાડેલી. માલવીયાજી તેમના જીવનજાન દોસ્ત છે. તેમનામાં બિસેંટ જેટલી વકતૃત્વતા નથી પણ લાગણીપૂર્વક બોલે છે.

**મહાન્ મગજશક્તિ**—તમારામાં કારલાયલે ગણાવેલા મહાન્ પુરુષોના ગુણો છે તેમના સહનશક્તિ તથા મગજશક્તિ અગાધ છે. જાતે કાર્ય કરવુ એજ ખરૂ છે એમ તેઓ માને છે.

**કાળો કાયદો ને પંજાબ**—સને ૧૯૧૯ માં કાળા કાયદા માટે અલ્હાબાદમાં મીટીંગ ભરી-અને અમલદારોના અન્યાય માટે સખત વિરોધ દર્શાવ્યો હાલ તે તથા તેમના પુત્ર જવાહરલાલ ચાલુ ચળવળના અંગે જેલમાં બિરાજે છે. પ્રભુ તેમનાં કાર્ય સફળ કરે. અસ્તુ:

## પ્રકરણ ૨૮ મું.

# માનનીય પંડીત મદનમોહન માલવીયા.

કુટુંબની સ્થિતિ—ઓ. પંડિત મદનમોહન માલવીયા એક ધર્મચુસ્ત અને આબરૂદાર મારવાડી બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા છે. ચારસેંએક વર્ષ ઉપર તેમના એક વડવા માળવામાંથી અલ્હાબાદ આવ્યા હતા. આ કુટુંબમાંથી છેલ્લા થોડા વંશોમાં કેટલાક સંસ્કૃત વિદ્વાનો અને ગ્રંથકારો થઇ ગયા છે. પંડિતના પિતા વ્રજનાથ એક સમર્થ વિદ્વાન હતા અને તે કેટલાક પુત્ર તથા પુત્રીઓને મૂકીને થોડાજ વર્ષ ઉપર ગુજર્યા હતા, તેમનું લખેલું "શ્રીમદ્ ભાગવત" અને બીજાં પુરાણો ઘણાંજ લોકપ્રિય થએલાં છે. દરભંગા તથા બનારસના મહારાજાઓએ તેમને ગુરૂ તરીકે સ્વીકારેલા હતા. કુટુંબ કંઇ પૈસે ટકે તર નહતું. તેથી પંડિત વ્રજનાથે બાળકોને શિક્ષણ આપવામાં અસાધારણ કષ્ટ વેઠયું હતું.

જન્મ—માલવીયાજી વ્રજનાથના ત્રીજા પુત્ર હતા. તેમનો જન્મ અલ્હાબાદમાં સને ૧૮૬૧ ના ડિસેંબરની ૨૫ મી તારીખે થયો હતો. તેમના ૪૮ મા વરસે તે હિંદની કાઉન્સીલના બિનસરકારી સભાસદોના પ્રમુખ થયા હતા. અલ્હાબાદમાં જન્મ્યા અને ઉછર્યા હોવાથી તે શહેર તરફ તેમનો પ્રેમ અત્યંત છે.

વિદ્યાભ્યાસ—પંડિત મદનમોહન માલવીયાએ પ્રથમ ધર્મજ્ઞાનોપદેશ અને પછી વિદ્યાધર્મવર્ધિની સભા નામની બે પાઠશાળાઓમાં અભ્યાસ કર્યો અને પછી તેમને અંગ્રેજી શાળામાં મોકલવામાં આવ્યા. અલ્હાબાદ જીલ્લા સ્કુલમાંથી તેમણે પ્રવેશક પરીક્ષા પસાર

ફરી એક વિદ્યાર્થી તરીકે તેમણે સમાજમાં ઉપજતા પ્રશ્નોમાં ઘણો સારો રસ લીધેલો. ધર્મ અને કેળવણી એ એમના પ્રિય વિષયો હતા, આજ દિન સુધી પણ પ્રજાના જીવનમાં ધર્મ અને કેળવણી એ બેને તે મહત્વની બાબત ગણી રહેલા છે. અલ્હાબાદમાં સાહિત્યની સંસ્થા અને હિંદુસમાજ સ્થાપનારાઓમાંના તે પણ એક છે, સને ૧૮૭૯ માં તે કલકતે પ્રવેશક પરીક્ષામાં પાસ થયા, ૧૮૮૧ માં એફ. એ. માં પાસ થયા અને ૧૮૮૪ માં બી. એ. માં પાસ થયા. ત્યાર પછી સાત વરસ સુધી એલ. એલ. બી થવાનો તેમનો વારો ન આવ્યો, ત્યાર પછી થોડોક વખત એમ. એ. કલાસમાં જોડાયા, ત્યાં પણ તેમણે ડીગ્રી લીધા વગરજ કૉલેજ છોડી.

જાહેર જીવન—બી. એ. થયા પછીથી પણ તેમને વિદ્યાર્થી અવસ્થા ગાળવી એ નાણાંની તગાશને લીધે બની ન શક્યું. સને ૧૮૮૪ ની આખરે પંડિત મદનમોહન સરકારી હાઇસ્કુલમાં શિક્ષકની જગોએ જોડાયા રૂ. ૫૦ થી ૭૫ સુધી ના પગારે તે આ જગ્યાએ ૧૮૮૭ ની સાલ અધવારતા સુધી ત્યાં રહ્યા તેમની આ કારકિર્દીમાં થોડા વખત માટે પણ તેમના શિષ્ય તરીકે ડૉ. સતીશચંદ્ર બેનરજી હતા વળી એ પણ એક મહત્વની બાબત છે કે તેમના જમાનામા સરકારી નોકર હોય તેમનાથી તો કોંગ્રેસ જેવી સસ્થામાં ભાગ ન લેવાતો તે વખતે તે માટે સખત નિયમો તથા હુકમો હતા, છતાં તેમણે એક સરકારી નોકર હોવા છતાં ૧૮૮૬ ની કલકત્તાની કોંગ્રેસમાં ભાષણ કર્યું. તેમના ગુરૂ પંડિત આદિત્યરામ સદા એક સ્વતંત્ર મિજાજના હતા તેથી કલકત્તાની મૂર સેન્ટ્રલ કૉલેજના પ્રોફેસર હોવા છતાં તે પણ ત્યાં આવ્યા હતા ખરેખર તે દિવસોમાં સરકારની પણ દયાવાળી વૃત્તી હતી.

## વર્તમાન પત્રના તંત્રી તરીકે.

નેશનલ કોંગ્રેસના કાર્યના અંગે કાલાકાંકરના રાજા રામપાલસિંહ સાથે તેમનો મેળાપ થયો. રાજા રામપાલસિંહ તે વખતે 'હિંદુસ્તાન' નામના પત્રના માલીક હતા. પંડિતજી તરફ તેમની સંપૂર્ણ લાગણી હોવાથી તેમને પત્રના તંત્રી બનાવ્યા. તંત્રીની જગો મળવાથી માલવીઆએ 'પંતોજી'ની નોકરી છોડી દીધી અને ૧૮૮૭ માં નવા કામમાં જોડાયા. શિક્ષકનો ધંધો પવિત્ર છે એ માન્યતા હોવાને લીધે તેને છોડી દેવો એ જરા ઠીક ન લાગ્યું તો પણ પત્રકારનું કામ પણ એક પ્રકારની કેળવણીનું અંગ છે એમ માની તેમણે તે ધંધો છોડી દીધો. રૂા. ૨૦૦ ના પગારથી હિંદુસ્તાન પત્રના તંત્રી તરીકે અઢી વરસ રહ્યા. પોતાની શક્તિ અને શાણપણથી તેમણે તે પત્ર ચલાવ્યું અને તે એટલે સુધી કે એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં પણ સરકારે એવું જાહેર કર્યું કે રાજ્યકારભારમાં આ પત્ર ઘણુંજ ઉપયોગી છે. સાથે સાથે પંડિતજીએ 'ઇંડિયન યુનિયન' પત્ર પણ શરૂ કર્યું અને તેમાં પંડિત અજોધ્યાનાથનું પવિત્ર નામ પણ જોડયું. લખનૌના 'એડવોકેટ' સાથે તે પત્રને જોડવામાં આવ્યું ત્યાં સુધી પંડિતજીએ તે પત્રની સાથે સંબંધ રાખ્યો. પંડિતજીનો વર્તમાનપત્રોમાં જોસ અને મહેનત એટલાં બધાં હતાં કે જેથી તે જનસમાજનો મત કેળવી શક્યા અને રાજ્યતંત્રપર અમુક રીતે અસર પાડી શક્યા. હમણાં થોડાજ વખત ઉપર સમાજ જીવનના સડા ઉપર એમને એટલું બધું લાગી આવ્યું અને ઉગતી પ્રજા માટે એટલી લાગણી થઇ કે તેમને અનેક વિચારો સ્ફુરી આવ્યા. ઉન્માદનો એકદમ વેગ આપણા માર્ગને અટકાવે છે એટલું જ નહિ પણ તે દેશની પ્રગતિને પણ રોકે છે એ સૂચવવા

તેમણે ' અભ્યુદય ' નામનું હિંદી અઠવાડિક પત્ર થોડાજ વખત ઉપર શરૂ કરેલું છે. અભ્યુદયે ઠીક કામ કર્યું છે પણ કેટલીક વખત તો તેના માલીકને નાણાંની ઘણી અડચણો નડી છે. અલ્હાબાદમાં એક " અંગ્રેજી દૈનિક " ની કેટલી બધી જરૂર છે કે જેથી સંયુક્ત પ્રાંતોના લોકોનાં દુઃખ ટાળવાને એક મરણો મત બાંધી શકાય એમ વિચાર થયો અને ત્યારથી જ ' લીડર ' પત્રે જન્મ આપ્યો છે એ સૌને જાણીતું છે.

વકીલાત કરી—હિંદુસ્તાન પત્રની વ્યવસ્થા કરતા હતા ત્યારે કેટલાકે તેમને એવો આગ્રહ કર્યો કે યુવાવસ્થામાં કાયદાનો અભ્યાસ તો કરો. મી. હયુમ તેમના પૂજ્ય હતા, સદ્‌ગત પંડિત અજોધ્યાનાથ અને રાજા રામપાલસિંહ અને પંડિત સુંદરલાલ, તેમણે બધાએ વકીલ થવાને માલવીયાજીને આગ્રહ કર્યો. પણ પંડિતજીનું મન તો ધર્મ અને કેળવણી સિવાય બીજે જતું જ નહિ, તેથી પૈસો કમાવા તરફ તેમની દાનત શાની હોય ? પણ આખરે હિંદુસ્તાનના તંત્રીનું કામ કરતાં કરતાં પણ તે કાયદાના વર્ગમાં જોડાયા. તેમણે ૧૮૯૧ માં એલ. એલ. બી ની ઉપાધિ લીધી, અને ૧૮૯૩ મા હાઇકોર્ટમાં જોડાયા પણ આથી કોંગ્રેસના કામને બાધ આવવા લાગ્યો મી. હયુમે તેમને કહ્યું ' મદન મોહન, તમને પરમેશ્વરે મગજ શક્તિની ઘણી બક્ષિસ આપેલી છે. દસ વરસ ધંધો એડો અને તેથી તમે ટોચ પર ચઢી શકશો. આમ અનુભવ લેવાથી તમે જરૂર દેશને વધારે ઉપયોગી થઇ શકશો. ' પણ આ સૂચના પડતી મૂકાઇ. જાહેર કામો એટલાં બધાં વધી પડયાં કે ઉંચા ઉંચા દરજ્જે ચડવાના પ્રસંગો આવ્યા તે પણ જાગતી ન લેવાયા.

આપણે આગળ જોયું છે કે પંડિતજી વિદ્યાર્થી હતા ત્યારથી જ તેમણે દેશના કાર્યમાં જાહેરમાં ભાગ લેવા માંડયો હતો. અલ્હાબાદનું સાહિત્યમંડળ પણ એક શિક્ષણની ભૂમિ થઇ પડી. તેમણે હિંદુસમાજ સ્થાપ્યો અને તેના પણ તે રસિક સભાસદ હતા. તેમણે રાજકીય વિષયને પણ ન્હોતો મૂકયો.

પંડિતજી કોંગ્રેસમેન તરીકે—સને ૧૮૮૬ માં દાદાભાઈ નવરોજજીના પ્રમુખપણા નીચે બીજીવાર કલકત્તામાં જ્યારે કોંગ્રેસ મળી ત્યારે પણ પંડિતજી ત્યાં ગયા. કોંગ્રેસના કામકાજ દરમ્યાન બીજા બધાને બોલતા સાંભળીને 'હું બોલું' એવું તેમને થઇ આવ્યું પણ આદિત્યરામે તેમને ઉત્સાહ પ્રેર્યો અને પ્રથમનો પ્રયાસ શરૂ થયો. આ ભાષણથી બધા છક થઇ ગયા. ભાષણ 'ધારા સભાઓ સુધારો' એ ઉપર હતું. આખા ભાષણનો સાર માત્ર એકજ વાકયમાં આવી જાય છે. 'જ્યાં સુધી આપણને મતાધિકાર ન હોય ત્યાં સુધી તેઓ આપણા ઉપર કર નાખી ન શકે. રાજકીય બાબતમાં આ અંગ્રેજોનું ધર્મ વાકય છે. બીજે વરસે આજ વિષય ઉપર મદ્રાસમાં બોલ્યા. સર ટી માધવરાવ દીવાન બહાદુર રઘુનાથ રાવ અને મીο હ્યુમ સાથે ત્યાં પરિચય થયો. હવે તો તેમના વાકચાતુર્યથી, તેમની દલીલોથી કોંગ્રેસ તેમના ઉપર મોહી પડી, અને આનંદ ચાર્લુ, ફીરોજશા મહેતા, મી. કેઇન અને બીજાઓ તરફથી તેમને શાબાશી મળી. મી. હ્યુમે પોતાના રીપોર્ટમાં તેમના ઉપર ઇસારો કર્યો કે વાગ્મીઓના લોકોને તેમની ફરજ માટે જગાડવાની જરૂર છે. પંડિતજીએ આ કામ ઉપાડી લીધું ને તે પ્રાંતના શહેરે શહેરમાં ફરીને જાગૃતિ આણી. પરિણામમાં એ પ્રાંતમાંથી મદ્રાસ જેટલે દૂર પણ ૪૫ પ્રતિનિધિઓ આવ્યા. ત્યાર

પછી વાઈસ પ્રમુખના સેક્રેટરી મી૦ હ્યુમની ઈચ્છાથી પંડિતજીએ કોંગ્રેસને અલ્હાબાદમાં નોતરી. ૧૮૮૮ ની આ કોંગ્રેસ હજી ઘણી ઉપયોગી ગણાય છે. પંડિતજી પોતે સેક્રેટરી બન્યા, લાલા રામચંદ્ર દાસ, બાબુ ચારૂચંદ્ર મિત્ર અને પંડિત અજોધ્યાનાથેસારી મદદ પણ કરી. તે પછી તે સને ૧૯૦૯ માં કોંગ્રેસના પ્રમુખ ચુંટાયા.

ધારા સભામાં પંડિતજી—તે અલ્હાબાદ મ્યુનિસિપલ બોર્ડના પ્રમુખ બન્યા, પંદરેક વરસ ઉપર યુનિવરસીટીના ફેલો નીમાયા અને પંડિત બીશમ્બર નાથ પછી તે ૧૯૦૨ માં ધારાસભામાં સભાસદ ચુંટાયા, અને ગઇ સાલ સુધી રહ્યા. તેમની મધ્યમતા, શક્તિ, સ્વતંત્રતા અને જોખમ માટે લાગણીથી તે પ્રખ્યાત થયા. બુંદેલખંડ બીલ, જકાતનું બીલ અને વાર્ષિક અંદાજ પત્ર ઉપરનાં તેમનાં ભાષણોથી તે બધામાં એક્કા ગણાયા. જનસમાજ કેળવીને પોતાની સ્થિતિ સરકારમાં ટકાવવી એ અઘરૂં છે પણ પંડિત મોતીલાલ નેહરૂ, બાબુ ગંગાપ્રસાદ વર્મા વિ૦ સાથે મળીને તેમણે કામ ઉઠાવ્યું. કોર્ટની લિપિ દેવનાગરી હોવા પંડિતજીએ લડત ચલાવી પણ મુસલમાનભાઇઓને તે ન ગમ્યું અને સરકારે જુજ ફેરફાર કર્યો.

સનાતન ધર્મસભા—ગાંઠનાં નાણાં ખર્ચીને પંડિતજીએ આ સભા સ્થાપવા માટે નાણાં ઉઘરાવવા પ્રવાસ કર્યો. અલ્હાબાદ એક સારૂં મથક છે. હિંદુ બાળકોને અહિં રહીને ભણવા માટે સારી સગવડો જોઇએ એ વિચારે તેમનું મન ઘેર્યું. પંડિતજી કેળવણી શરૂ કરવા ખુબ મથ્યા. પણ સાથે સાથે ધર્મ કેમ રહી જાય ! એ તો અન્તેય જીવન પર્યંતનાં કામ છે. ધર્મનો ફરીથી હિંદમાં ઉદય થાય એમ તે ઇચ્છે છે. તેથી 'સનાતન ધર્મ સભા' સને ૧૯૦૬ માં અલ્હાબાદમાં સ્થાપી. વખત, મહેનત અને પૈસા માટે પંડિતજીને કેટલું વેઠવું પડયું એ વાત કંઇ અજાણી નથી,

બનારસ હિંદુ યુનિવર્સીટી—માણસ નીરોગી, ધનવાન્ અને ડાહ્યો કેવી રીતે બને, તે માટે ધર્મનો પ્રવાહ તેનામાં ચાલુ કરવો જોઈએ. એવી એક અનંત જ્યોતિ માલવીયાજીના હૃદયમાં સળગી રહી છે પોતાના મિત્રોમાં તેમણે એ વાત ઉપાડી કે એવી એક નિશાળ નહિ હોય કે જ્યાં વિજ્ઞાન, યંત્ર, વેપાર ઉદ્યોગના શિક્ષણ સાથે જ ધાર્મિક શિક્ષણ અપાતું હોય ? પોતાનું બીજું બધું કામ છોડી દઈ એવી સંસ્થા પાછળ રોકાવાનો તેમણે નિશ્ચય કર્યો. આના પરિણામે બનારસ હિંદુયુનિવર્સીટી સ્થપાઇ. અને તેમાં તેમણે ઘણો પ્રયત્ન કર્યો છે.

સ્વદેશીની હીલચાલ—૧૮૮૧ માં એક સ્વદેશી કંપની અલ્હાબાદમાં સ્થપાયલી તેને પંડિતજીએ આશ્રય આપેલો. પરદેશીનો બોયકોટ કર્યા વગર સ્વદેશીનો પ્રચાર કરવો એ ધર્મ છે એમ તે માનવા લાગ્યા. ૧૯૦૫ માં બનારસમાં હિંદના ઉદ્યોગની પરિષદ્ ભરી. ૧૯૦૭ માં નૈનીતાલની ઉદ્યોગીની પરિષદ્ના પ્રમુખ થયા. તેમણે પ્રયાગમાં એક ખાંડનું કારખાનું ઉઘાડવામાં ભાગ લીધો.

પંડિતજીનું ગૃહજીવન—પંડિતજી પોતે ઘણાજ ઉદાર મનના છે. જે જે માણસની જરૂર તે જુવે એટલે તેમનાથી તે ખમાય જ નાહ તેને જરૂર મદદ કરે. હજારો આંસુઓ પાડવા કરતાં માત્ર એકજ આંસુ દયાનું પડે તે ઘણું કીમતી છે,' એમ તે માને છે. મ્યુનિસિપાલિટીમાં રહ્યા ત્યાં સુધી સમાજનું આરોગ્ય કેમ સચવાય તે તે જરૂર જોતા. ૧૯૦૦ માં પ્લેગથી બચવા કેટલાક કુટુંબો માટે સોમાતિયા બાગમાં એક વિશ્રામ બંધાવ્યો છે. પોતે જાતે પ્લેગની હૉસ્પિતાલોમાં જતા. એક વખત તે વિશ્રામમાં ૨૦૦૦ મનુષ્યો પ્લે-

ગમાથી મહિમનામત રહી શકેનાં. ધારાસભામાં પણ તે મગરડ માટે પંડિતજી પ્રયાસ કરતા. પ્રજાને તેમજ સરકારને અત્યાર પૂધી પંડિત મદન મોહન માનવીઆએ ઘણીજ ગોહની લગાડેની છે.

તેઓ સનાતન ધર્મ પાળે છે. સ્હવારમાં વ્હેલા ઉઠી સંધ્યા પૂજા પરવારી લે છે. સ્વદેશી કપડાં પહેરે છે, દેશની લાગણી ઘણી ધરાવે છે

મહાત્મા ગાંધીજી સાથેનો સંબંધ—મહાત્મા ગાંધીજી સાથે માલવીયાજીને સારો સંબંધ છે ગાંધીજી તેમને પોતાના મોટા ભાઇ તરીકે ગણે છે. અસહકારના સિદ્ધાંતમાટે બને વચ્ચે મતભેદ છે તેઓ અસહકારમાં દાખલ થયા નથી તેઓ સરકાર સાથે સહકાર રાખી સ્વરાજ્ય મેળવવાના હિમાયતી છે, તેમની હિંદુ યુનિવર્સિટીમાંથી છોકરાઓને રાજ્યકીય કોલેજમા દાખલ થવા મહાત્મા ગાંધીજીએ ભાષણ આપ્યું હતુ બને વચ્ચે મતભેદ હોવા છતા પણ બંને વચ્ચે પ્રેમ તો તેવો ને તેવોજ છે. તે અસહકારની ચળવળને લઇ તેમણે ગત વર્ષે ધારાસભાની ઉમેદવારી કરી નથી. નહિ તો તે દરવખતે વાઇસરોયની કૌંસિલના સભાસદ નીમાતા.

હજુ પણ તે દેશની ઘણી સેવા કરી રહ્યા છે. અસહકારના સિદ્ધાંતને ન માનવા છતાં પણ તે સ્વદેશી કપડા વાપરવા તેને, રેંટીયો કાંતવો, વણવુ અને દેશમાં હુન્નર ઉદ્યોગો વધારવા તેને માનનારા છે હિંદી યુનિવર્સિટી સ્થાપવા માટે તેમણે રાજા રજવાડાઓ અને ધનાઢ્ય શેઠીઆઓ પાસે દ્રવ્ય એકઠુ કરવામાં ઘણી મહેનત લીધી છે, એઓ હિંદુ યુનિવર્સિટીના ચાન્સેલર છે ધન્ય છે આવા સમર્થ દેશસેવકોને

સમાપ્ત

રૂ. પાંચસો ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧૨ આંઆ ફોજદારી રેવન્યુ અને દીવાની તમામ કાયદાનો સંગ્રહ.

# કાયદાનો શિક્ષક

( ત્રીજી આવૃત્તિ ) એ પુસ્તકમાં તમામ કાયદાઓ છે. તેની બે હજાર નકલો ખપી જવાથી હાલમાં બીજી આવૃત્તિ નવા સુધારા વધારા વધારા સાથે બહાર પાડી છે જે ખપી જવા આવી છે. જેમાં દોઢસો ઉપરાંત કાયદાઓ છે. જેમાં લગભગ તમામ કાયદા આવી જાય છે. જેવા કે,

ફોજદારીમાં—ક્રીમીનલ પ્રોસીજર કોડ ( જરૂરી ટીકા સાથે ) ઇન્ડીઅન પીનલકોડ જરૂરી ટીકા સાથે પુરો, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વીલેજ પોલીસ એક્ટ, ડબાનો કાયદો, રેલ્વેના કાયદો, આબકારી કાયદો, મ્યુનીસીપાલીટીનો કાયદો, પુરાવાનો કાયદો, પેટંટનો, કોપીરાઇટનો, કંપનીનો, ટ્રામ્વેનો, વીમા કંપનીનો, હીંદુસ્તાનના રક્ષણનો, જુગારનો, પ્રેસનો, વૈદનો, અફીણનો, ફટકાનો, ગાંડાપણાનો, સરકારી છુપી વાતોનો મોટરનો, સેનીટરીનો, મીઠાનો વીગેરે ઘણા ફોજદારી કાયદાઓ છે.

દીવાનીમાં-સીવીલ પ્રોસીજર કોડ પુરો, ઓર્ડરો સાથે, મુદતનો કાયદો, હીંદુ લૉ, મુસલમાની સરેહ. કોર્ટફીનો, કરારનો, હુકમનામાનો, ટ્રસ્ટનો, સ્ટાંપનો, રજીસ્ટ્રેશન, ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી, કોર્ટ ઓફ વોર્ડસ, દક્ષીણના ખેડુતોનો, વારસાનું સરટીફીકેટ લેવાનો, હીંદુ વીલવાના પુનર્લગ્નનો, વાલી નીમવાનો, સમ ખાવાનો, વ્હેંચણ કરવાનો, નાદારીનો, પ્રોબેટનો. પારસીઓના લગ્ન ને વારસાનો વીગેરે ઘણા કાયદાઓ છે.

રેવન્યુ યાને મુલ્કીમાં—લેન્ડરેવન્યુ કોડ પુરો—અગત્યની નોટ અને રૂલો સાથે સુધરેલો, મામલતદારની કોર્ટોનો કાયદો (કબજા હકનો). નરવાનો, તાલુકદારોનો, જકાતનો, ગરામનો, વનનો, તગાવીનો, લોકલફંડનો, ઇન્કમટેક્ષનો, મનાદારોનો, બંદરોનો, વ્હાણોનો, જંગલોનો, વતનનો, ઇરીગેશનનો વગેરે ઘણા કાયદાઓ છે. કીં. રૂ. ૧૨–૦ ૦ પો. ૦–૯–૦

મુંબાઇ હાઇકોર્ટના જડજ નામદાર લલ્લુ ાઇ શાહ લખે છે કેઃ—પુસ્તકમાં ઘણા નાના નાના મોટા કાયદાઓનો સમાવેશ કરેલો જણાય છે અંગ્રેજી નહિ જાણનાર માણસોને આ પુસ્તક ઉપયોગી થાય તે સ્વાભાવિક છે.

---

ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત ઘેર બેઠાં તમારે તમારી મેળેજ જોતાં શીખવી હોય તો

# ભવીષ્યવેત્તા.

(ચોથી આવૃત્તિ) આ પુસ્તક ઉપરથી તમે તમારા ભવિષ્યમાં શું બનશે. સુખ કે દુઃખ, ક્યારે પૈસાદાર થઇ શકાશે. કયો ધધો કરવાથી લાભ મળશે, ક્યા ધધામાં ખોટ જશે, ક્યારે નફો મળશે, વરસાદ વરસશે કે નહિ, રૂ. અનાજ, ચાંદીના ભાવ ક્યારે કેટલા વધસે અને કેટલા ઘટશે. ઉપરાંત અમુક કામ ક્યારે સિદ્ધ થશે, અમુક કામનું પરિણામ શું આવશે વિગેરે ભવિષ્યમાં બનવાની વાતો આ પુસ્તકના આધારે તમે જોઇ શકશો.

રૂ. પાંચસો ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧૨ માંજ ફોજદારી રેવન્યુ અને દીવાની તમામ કાયદાનો સંગ્રહ.

# કાયદાનો શિક્ષક

( ત્રીજી આવૃત્તિ ) એ પુસ્તકમાં તમામ કાયદાઓ છે. તેની બે હજાર નકલો ખપી જવાથી હાલમાં બીજી આવૃત્તિ નવા સુધારા વધારા વધારા સાથે બહાર પાડી છે જે ખપી જવા આવી છે. જેમાં દોઢસો ઉપરાંત કાયદાઓ છે. જેમાં લગભગ તમામ કાયદા આવી જાય છે. જેવા કે,

ફોજદારીમાં—ક્રીમીનલ પ્રોસીજર કોડ (જરૂરી ટીકા સાથે) ઇન્ડીઅન પીનલકોડ જરૂરી ટીકા સાથે પુરો, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વીલેજ પોલીસ એક્ટ, ડબાનો કાયદો, રેલ્વેના કાયદો, આબકારી કાયદો, મ્યુનીસીપાલીટીનો કાયદો, પુરવાનો કાયદો, પેટંટનો, કોપીરાઇટનો, કંપનીનો, ટ્રામ્વેનો, વીમા કંપનીનો, હીંદુસ્તાનના રક્ષણનો, જુગારનો, પ્રેસનો, વૈદ્યનો, અફીણનો, ફટકાનો, ગાંડાપણાનો, સરકારી છુપી વાતોનો મોટરનો, સેનીટરીનો, મીઠાનો વીગેરે ઘણા ફોજદારી કાયદાઓ છે.

દીવાનીમાં—સીવીલ પ્રોસીજર કોડ પુરો, ઓર્ડરો સાથે, મુદતનો કાયદો, હીંદુ લૉ, મુસલમાની શરેહ, કોર્ટફીનો, કરારનો, ઇઝમેન્ટનો, ટ્રસ્ટનો, સ્ટાંપનો, રજીસ્ટ્રેશન, ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી, કોર્ટ ઓફ વોર્ડસ, દક્ષીણના ખેડુતોનો, વારસાનું સરટીફીકેટ લેવાનો, હીંદુ વીલવાના પુનર્લગ્નનો, વાલી નીમવાનો, સમ ખાવાનો, વ્હેંચણ કરવાનો, નાદારીનો, પ્રોબેટનો. પારસીઓના લગ્ન ને વારસાનો વીગેરે ઘણા કાયદાઓ છે.

ઉપરાંત વર્ષફળ, જન્મકુંડળી ને જન્મોતરી તમે તમારે હાથે બનાવા શકશો. તે ઉપરથી તમે તેમાં જોઇ તમારૂ કે પારકાનું ભવિષ્ય જોઇ શકશો. રાશી, દશા, ગ્રહો અને જન્મોતરી ઉપરથી ક્યારે કેવું કેવું સુખ કે દુઃખ પડશે, પ્રજા થશે કે નહિ, સ્ત્રી મળશે કે નહિ તે જોઇ શકશો. હસ્તરેખા ઉપરથી ભવિષ્યની વાત જોઇ શકાશે તેમા આપેલાં સામુદ્રિક અને સ્વરોદય શાસ્ત્ર ઉપરથી તેમજ રમળશાસ્ત્ર ઉપરથી તમારા ને સામાના ભવિષ્યમાં બનનારા બનાવો તમે આરસીમા જુવો તેવીજ પ્રત્યક્ષ રીતે જોઇ શકશો કી રૂ ૫-૭ પો ૦|

# શ્રીચરકસંહિતા

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર-ભાગ ૧ લો-આયુર્વેદનું જુનામાં જુનુ અને અત્યંત ઉપયોગનુ આ પુસ્તક છે જેના સબંધમાં યુરોપીયન એમ. ડી થયેલા ડોક્ટરે એ તેને વખાણેલું છે. જેમાં એવી એવી શોધો અને દવાઓ છે કે જેના ઉપરથી લોકોએ બીજા હજારો ગ્રંથો રચ્યા છે. કીંમત માત્ર રૂ ૫. પોસ્ટ ૦-૮-૦

મુંબાઇ આયુર્વેદિય કોલેજના પ્રિન્સીપાલ સાહેબ મે. પોપટભાઇ પ્રભુરામ વૈદ્ય-એલ એમ. એન્ડ એસ, જે. પી. લખે છે કે પુસ્તક ઘણુજ ઉપયોગી ને દરેકના ઘરમાં રાખવા જેવુ છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

છોટાઉદેપુરથી—અબદુલ હુસેન શમસુદીન લખે છે કે—ધનવાન નામનુ પુસ્તક તેની મહેનત જોતાં કિંમત રૂ ૧૦ રાખી હોત તો પણ થોડી છે આપે તે બનાવી દેશી ભાઇઓને ઉત્તેજન આપ્યું છે આવુ હુનરો ભરેલુ ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઇ શકાય તેમ છે

જુદી જુદી બનાવટો, વાર્નિશ—દરેક પ્રકારનાં વાર્નિશ બનાવવાની બનાવટો, લાખ બનાવવાની ક્રિયાઓ, શાહી—જુદી જુદી જાતની અનેક પ્રકારની શાહીઓ બનાવવાની રીત જેમાં તમામ પ્રકારની છાપવાની અને લખવાની શાહીઓ, કપડાં કે લાકડાં વિગેરે પર લખવાની, રબરસ્ટેમ્પની પરમેનેન્ટ શાહી, ટાઈપ રાઈટરની શાહી, વિગેરે અનેક જાતોની બનાવટ, બટનો—તમામ પ્રકારનાં બટનો બનાવવાની બનાવટો, દીવાસળીઓ—દરેક જાતની બનાવવાની ક્રિયાઓ, સોનું અને રૂપું બનાવવાના લગભગ ૪૦ પ્રયોગો, બનાવટી ધાતુ બનાવવી, ધાતુ વિગેરે સાંધવાની. તેનો રસ કરવાની ક્રિયા. રેણ વિગેરે; ધાતુઓને ધોઈ પાલીસ કરવી તેના ઉપર અક્ષરો કોતરવાની રીત. ધાતુ ઉપર વીજળીની મદદ વડે ગીલેટ ચઢાવવા; વીજળીની બેટરી બનાવવી. વીજળીને ઉત્પન્ન કરવી ગીલેટ કરવાની સોનેરી અને રૂપેરી ભૂકી બનાવવાની રીત, હાથીદાંત જેવું લાકડું બનાવવું, લાકડાંના વહેરની વસ્તુઓ બનાવવી, અગુનસનાં લાકડા જેવાં નાકડાં બનાવવાં, હાથીદાંતને સાંધવાનું મિશ્રણ, પાણીથી પલળે કે અગ્નિથી બળે નહિ તેવા લાકડાં, જીવજંતુઓને દુર કરવાં, સાપ, ઉંદર, માંકણ, ઉધેઈ, કીડી, મચ્છર થતા અટકાવવા અને હોય તો દુર કરવાના તથા ફરી આવે નહિ તેના ઉપાયો, અનાજ સડે નહિ તેના ઉપાય અનાજમાં જીવડાં ન પડે તેના ઉપાય, લાકડાં સડે નહિ તેના ઉપાય, કોઈ પણ વસ્તુ ઉપરથી ડાઘ કાઢવા, કોઈ પણ વસ્તુમાંથી ભેજ પારખવાની રીત કેટલીક સુગંધીવાળી બનાવટો. અગરબત્તી, ધુપ, બરાસ વિગેરે અનેક મીજેતી બનાવટ, કંકુ અબીલ, ગુલાલ, કાથો, મશી, એળીયો વિગેરે બનાવવાની રીત, દુધની ભુકી કરવાની રીત, બનાવટી વસ્તુઓ બનાવવાની રીત, બનાવટી આરસપહાણ પત્થરો, અગુનસના લાકડા, હાથીદાંત, ચામડાં, મધ, હીંગળોક, કેસર, કસ્તુરી, કહ્યાઈ, હીરા, નીલમ, મોતી, માણેક, પોખરાજ, પન્ના, અકીક, કપાસ, રેશમ બનાવવાની રીત, શરીરને સ્વચ્છ

થી ધનની વૃદ્ધિ-સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. ભાગ ૮ મો-ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર હીરામાંથી છરી કાઢવાની રીત, મોતી, કુદરતી મોતી, એબવાળાં મોતી, બનાવટી મોતી, મોતીના ગુણ, મોતી વીંધવાની રીત, મોતી શી રીતે સુધારવાં, મોતી ધોવાની રીત. ભાગ ૯ મો-હુન્નર-ઉદ્યોગ—તેમાં તમામ પ્રકારના રંગ બનાવવાની રીત, સફેદ, લાલ, કીરમજી, લીલો, પીળો, ભુરુ વિગેરે રંગો રસાયનિક રીતે બનાવવાની કળા, હાથીદાંત, રેશમી કપડાં. ઉનનાં, સુતરનાં વિગેરે કપડાંને જુદા જુદા રંગ ચઢાવવાની વિદ્યા, કાગળ બનાવવાનો ઉદ્યોગ-જેમાં છાપવાના, લખવાના, કાગળો, જાડા તખતા, પાલીસપેપર. કાચનો ઉદ્યોગ—જુદી જુદી જાતના કાચ બનાવવાના પ્રયોગો, ચામડાનો ઉદ્યોગ-ચામડાને શુદ્ધ કરવાની, પકવવાની, તેના પર જુદા જુદા રંગ ચઢાવવાની રીત, સાબુ બનાવવા-ઉસમાંથી સાબુ બનાવવો, ચરબીનો, કોકમના તેલનો, કોપરેલનો, એરંડીઆનો, ડોળીયાનો, રાળનો સાબુ બનાવવાની રીત, કાળા રંગનો સાબુ સફેદ બનાવવો, પાપડીઆ ખારમાંથી બનાવવો, અર્ધા કલાકમાં સાબુ બનાવવો. ગ્લીસરાઈન કાઢવાની રીત, આયોડીન, રેનીટ, ડીસેન્ફેકટ, ટાર, મરક, બારસોપ, વીન્ડસર, હીનાનો, સેમન, કેવડાનો, નારંગીનો, કાર્બોલીક, હની, સલ્ફર, પારદર્શક, ડાઘ કાઢવાનો સાબુ બનાવવાની રીત, ધોવાનો પાવડર, સાબુનો અર્ક બનાવવો, વિગેરે, ભિણબત્તી બનાવવાની ક્રીયા, અને તેની બનાવટ, ફેટોગ્રાફર બનવાનો ધંધો, કેમેરા વિગેરેની સમજણ, ફોકસ મેળવી ફેટો પાડવાની રીત, કાચને દવાથી ધોવાની રીત, દવાઓ, કાચ ઉપરથી ફેટો કાગળ ઉપર કેવી રીતે ઉતારવો, કાગળ ઉપર ઉતારેલા ફેટાને દવાથી ધોવાની રીત તથા તેની દવાઓ, તેને તૈયાર કરવાની રીત વગેરે; સીમેન્ટ બનાવવાની ક્રિયા—જુદી જુદી જાતના અનેક પ્રકારના સીમેન્ટ બનાવવાની

ટકાવી રાખવો, સરેસ કે ગુંદરનું પાણી ટકાવી રાખવું. ગુલાબનાં ફુલ તાજાં રાખવાં, બટાકા તાજા રાખવા, બી જાળવી રાખવાં, સ્વદેશી ન્હાની બનાવટ, બરફ બનાવવો, તુરત આગ ઓલવવી, તીડનાં ઈંડાં દૂર કરવાં, શીંગડાનાં છીપ જેવાં બટન બનાવવાં, કચકડાનાં બટન, શીંગડાં જેવા બનાવવાં, રબરસ્ટેમ્પ બનાવવા, દૂધમાંથી માખણ વધુ નીકળે તેવા પ્રયોગો. વીજળી બનાવવી, કાનમાંથી કીડા, માથામાંથી જુ ને ખોડો કાઢવાની રીત, વીજળીની અંગુઠી બનાવવી, ખારી સુંઠ; પીપર બનાવવી, સીગારેટ બનાવવાની રીત, બીડીઓ બનાવવી, બ્રસ બનાવવા, તકતા તૈયાર કરવા કાચ સાથે ધાતુ ચોટાડવી, ફોટાને ચોટાડવાનું મિશ્રણ, રાગ સુધારવાના પ્રયોગો, આસના દીવા કરવા, વીજળીનું તાવીજ કરવું દારૂ છોડવાના પ્રયોગો, કપુરની માળા અને પ્યાલો બનાવવો, ગંધકનો પ્યાલો બનાવવો, પારાનો પ્યાલો બનાવવાની પાંચ બનાવટો, ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવાના દવા, મસા કાઢી નાંખવાની દવા, કાળુ ધોળુ અને ગુલાબી દંતમંજન બનાવવુ, સોડાના વરક બનાવવાના પ્રયોગો.

ભાગ ૧૦ મો-વૈદ્યક પ્રયોગો-દરેક પ્રકારના એસેન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ જેવી કે, કાર્બોનેટ ઓફ એમોનીયા, કાર્બોનેટ શોડા, લાઇમ, ઓકસાઈડ ઓફ આયર્ન, નાઇટ્રેટ ઓફ આયર્ન, કલોરાઇડ ઓફ ગોલ્ડ, લાઇમજ્યુસ, ખાંડનો સરકો, પોટાસ બનાવવો, ગાઉટ-પીલ્સ, બ્લીસ્ટર કેલોડિયન, કોલેરામીકશ્ચર, દાદરનો મલમ, કલોરોફોર્મ, કિવનાઇનની ગોળીઓ, ફેરફરસ, પીલ્સ, આયર્નપીલ્સ, કમ્પાઉન્ડ આયર્ન મિકશ્ચર, સીરપ ઓફ હાયપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રેટ ઓફ પોટાસ. કિવનાઇન આયર્ન મિકશ્ચર, ઓકસાઈડ ઓફ કોપર, પેનકીલર, કલોરોડાઇન, સાઇટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કોલ્ડક્રીમ; મીલ્ક ઓફ રોઝ, નાઇટ્રીક એસીડ, ફ્સ્યુઆટિક એસીડ, ફેરફરસ. બામ, મેન્થોલ અર્ક, દેરડાઇ (૨) વાળ પીવાનું પાણી, બાસનાશક સાબુ, બાસનાશક અર્ક તાંબુલવટી,

બનાવનાર—ગોરા બનાવનાર પ્રયોગો; ખીલ દુર કરવાના, ચાઠાં દુર કરવાના, છુંદણાંના ડાઘ કાઢવાના, શીતળાનાં ચાઠાં દુર કરવાના, ચામડી ફાટે તેના ઉપાય, ખરી જતા વાળ અટકાવવાના, વાળ વધારવાના, વાળ કાળા કરનાર કલપો, વિગેરે અનેક બનાવટો, આઇસક્રીમ બનાવવા, લીંબુ ગુલાબ, દ્રાક્ષ વિગેરે દરેક જાતનું શરબત બનાવવાની રીત, શરબત તૈયાર કરવાનો પાવડર, ચાસણી વિગેરે બનાવવાની રીત, અત્તરો બનાવવાં, ગુલાબ, નારંગી, સુખડ, કેવડો, અંબર વિગેરે ગમે તે પુલમાંથી અત્તર કાઢવાની રીત; સુગંધી તેલો બનાવવાની રીતે જેમાં ગુલાબ, જાઇ, ચંબેલી, મોગરો, કપુર, લોબાન, બદામ. કોપરેલ, તજ, લવીંગ, શીલારસ, જાયફળ, નાગરમોથ. ખસ વિગેરેનાં તેલ કાઢવાની બનાવટો, ઘડીઆળમાં પુરવાનું તેલ, કેશને વધારનાર તેલ, વાળ ઉગાડનાર ગુલાબી તેલ, હેર ઓઇલો, કોપરેલ શુદ્ધ કરવાની રીત, જુદી જુદી અનેક જાતનાં હેર ઓઇલ બનાવવાની રીત. તેની વસ્તુઓનાં પ્રમાણ, લવંડર વોટર, લેમન વોટર, ફ્લોરીડા વોટર, હંગેરીયન વોટર. બાદશાહી અંબરાજ, ફ્લોવર વોટર, ગુલાબજળ, ઓરંજવોટર વિગેરે અનેક બનાવટો, સોડા લેમોનેડ, સોડાવોટર, લેમોનેડ વોટર, ટોનીક વોટર જીંજર બનાવવાની રીત, તેનો પાવડર બનાવવાની રીત, જુદી જુદી જાતનાં બીસ્કીટ બનાવવાની રીત; છીંકણી બનાવવી—સુગંધી, કસ્તુરીની મદ્રાસી વિગેરે અનેક જાતની તપખીર બનાવવાના પ્રયોગો, મીણકાપડ બનાવવાની, પીળા, મીણને સફેદ કરવું, તંતુ કે કેનવાસ પાણીમાં ન પલળે તેવા કરવાના વિગેરે અનેક પ્રયોગો, બનાવટી સ્લેટ અને પેન્સીલ બનાવવી, ફોડવાનું દારૂખાનું બનાવવાના અનેક પ્રયોગો, જાદુઈ સાપની સંતીપો બનાવવી, દાટેલું ધન શોધી કાઢવાના અનેક પ્રયોગો, તથા તે ક્યાં દાટ્યુ છે. તે જાણવાની વિદ્યા, કેટલાક ચમત્કારી પ્રયોગો, લીંબુનો રસ

બ્હેરાપણાનું તેલ બાળાગોળી, પારાનો મલમ, કાળો મલમ, સારો મલમ, માથાનો, હીરાકસીનો, દાઝેલાનો, અને ટરપેનટાઇનનો મલમ વિગેરે.

ભાગ ૧૧ મો—આયુર્વેદિય દવાઓ, તેમાં તમામ પ્રકારના ક્વાથો, ચુર્ણો, ગુટિકાઓ, ગુગળ, આમલ, અવલેહ, અરીષ્ટ, ભષ્મો, રસો ને માત્રાઓનો સમાવેશ છે. ઉપરાંત દરેક જાતના ક્ષારો કાઢવાની રીત. પાકો મુરબ્બા વિગેરે

ભાગ ૧૨ મો–ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો, જેમાં દરેક માણસ ધનવાન થઇ શકે છે, ધનવાન થવા માટે કોનો આશ્રય ગ્રહણ કરવો ધનવાન થવાના કેટલાક ઉપાયો, ધનવાન બનાવનાર માનસિક ક્રિયા, ધનવાન થવા માટે ઇશ્વર પાસે કરવાની માગણીનો વિધિ, ધનવાન થવા માટે શારીરિક ક્રિયા, ફળપ્રદ ધંધો, ધનવાન બનાવી શકે તેવા નિયમો, સિદ્ધિ લાભ વિ.

ભાગ ૧૩ મો—જેમા અનેક ગરીબમાંથી ધનવાન થયેલા પુરૂષોનાં જીવન ચરિત્રોનો સમાવેશ કર્યો છે વાંચી ધનવાન થવા ઇચ્છનાર અનેક વાતો જાણી શકશે. આમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવીન અને હજારો રૂપિયા ખર્ચતાં શીખી ન શકાય તેવા ગુપ્ત હતા તે પણ તેમાં દાખલ કર્યા છે આખા પુસ્તકમાંથી માત્ર એક જ પ્રયોગ હાથ એવો જતાં ખર્ચેલા તમામ પૈસા વળી જાય છે કીંમત માત્ર રૂ ૧૦–૦–૦ પો. ૦-૮-૦ (તેર ભાગ ભેગાજ છે)

કાંસાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે ધનવાન પુસ્તક મનુષ્યને ઘણું જ ઉપયોગી છે. જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મે પાંચ માત્ર કુન્નરનો અજમાયશ લીધી જેમા હું ઘણોજ ફતેહમંદ થયો છું ને આપનો આભાર માનુ છું. ધનવાન તે ધનવાનજ છે. આ પુસ્તક ખરીદવાને દરેક ભાઇને ભલામણ છે. [આવા તો હજારો અભિપ્રાયો મળ્યા છે.]

વ્યવસ્થાપક—ભાગ્યોદય—અમદાવાદ

# જીવન

આ જીવનથી શરીરમાં નવી જુવાની અને બળ આવે છે. ખાધુ પચે છે. અને લોહીને સુધારી શરીર પુષ્ટ રાખે છે. મગજને ઠંડક આપે છે. જ્ઞાન શક્તિને વધારે છે. યાદદાસ્તને તીવ્ર બનાવે છે અને માનસિક શ્રમને મટાડે છે. હમેશાં શરીર નીરોગી રાખી મગજને ઠંડક આપી શરીરમાં શક્તિ આપનાર આ એકજ ઔષધ ગુણકારી ઠર્યું છે. હજારો માણસોએ વાપરી ખાત્રી કરી છે. હાલ હજારો માણસ તેનો ઉપયોગ કરે છે. રતલી ડબાની કીં, રૂ. ૨-૦-૦ ત્રણની કીં, રૂ ૫ પોસ્ટેજ ૦-૮-૦ દવે કેમીકલવર્કસ-અમદાવાદ.

# પ્રમેહનિવારણ પીલ્સ.

આજકાલ સેંકડે પોણોસો માણસોને આ રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલો હોય છે. તો કોઇને મધુપ્રમેહ, પેસાબે અમન બળે છે. ધાતુ જાય છે, કોઇને મીઠો કે સાકરીયો-મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઈ તેનાથી રીબાતા હોય છે. જો તમને પ્રમેહ કોઇપણ પ્રકારનો પરમીયો, કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહપીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે; તમને પણ મટશેજ. પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી છે. ડબી ૧ ની કીમત રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કી. રૂ ૨-૦ દવા એક માસ ચાલશે જેથી જરૂર આરામ થશે. હજારો સર્ટીફીકેટો મળ્યા છે.

ખરેડીથી હાકેમેર નથુરામ લખે છે કે આપના પ્રમેહની ગુટિકાથી પ્રમેહ મટયો છે, બીજી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે. દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.